

માનવ ઇતિહાસની સંસ્કાર કાયા સમી વિજ્ઞાન સંસ્થામાં પ્રાણ પૂરનાર ખગોળ શાસ્ત્રીઓ અને સંશોધકોની જીવન ઝરમર

# વિજ્ઞાન જ્યોત

ખંડ પહેલો

લેખક
ચંદ્રભાઈ ભટ્ટ



પ્રાપ્તિસ્થાન :




ચેતન પ્રકાશન ગૃહ લિ. · ગોરેગાંવ · (મુંબઇ)
પ્રગતિ પ્રકાશન ગૃહ, જવાહર નગર, અમદાવાદ ૭

# નુતન વાંચન

મનોરંજક, વિચારપ્રેરક, પ્રગતિશીલ અને ચિંતાત્મક સરળ શૈલીવાળા
આલેખનમાં

## ખગોળ શાસ્ત્રીઓ અને ધરતીના સંશોધક
## વૈજ્ઞાનિકોની જીવનકથાઓના રંગમાં

કિશોરો. વિદ્યાર્થીઓ અને પ્રૌઢોના
જીવનપથ પર વિજ્ઞાન સંસ્કારની
પ્રકાશ કણિકાઓ પાથરે છે



૨ની જુલાઈ ૧૯૫૪

ચાર રૂપીઆ



મુદ્રક [illegible] • મયુર પ્રિન્ટરી રાયપુર અમદાવાદ
પ્રકાશક ચંદુભાઈ કાની એમ એ. જવાહર નગર અમદાવાદ ૭



# અનુક્રમ

# વિજ્ઞાન પ્રવેશ

વિજ્ઞાન જ્યોતના આ પ્રથમ ખંડને ગુજરાતી જનતા સમક્ષ રજૂ કરતી વેળાએ વિજ્ઞાન પ્રવેશની થોડીક સ્પષ્ટતા કરવાની રજા લઉં છું.

માનવજીવનને આવરી લેતી વિજ્ઞાનની સંસ્થામાં મૂળભૂત શોધ કરનારાં, વિજ્ઞાનના જુદા જુદા વિભાગોના શોધકોનાં ચરિત્રો મારફત, વિજ્ઞાનની સંસ્થાને રજુ કરવાનો આ પ્રયત્ન છે. આ પ્રયત્ન પાછળનો ખ્યાલ એ છે કે, માનવજીવન વ્યવહારનો આજનો તબક્કો, હવે વિજ્ઞાનને પિછાણી શકે તથા વિજ્ઞાનની વિચારણાને પોતાના જીવતરનો સિદ્ધાંત બનાવી શકે તેટલી પાકટદશાને પામવા માંડ્યો છે.

એ પાકટદશાની હજુ શરૂઆત જ કહેવાય. એવી શરૂઆતની દશાએ આખી માનવજાતની સામે, વિજ્ઞાનનો પડકાર ફેંક્યો છે. એ પડકારે પૂરવાર કર્યું છે કે જ્ઞાન એ જ શક્તિ છે પણ એથી આગળ જઈને, આ પડકાર માનવજાતને આજે પૂછે છે, કે વિજ્ઞાનની શક્તિને માનવસમાજના કલ્યાણ માટે વાપરવી છે કે, વિનાશ માટે ?

આ સવાલનો જવાબ માનવજાતના નામમાં, અને માનવજાત તરફથી કોણ આપશે? એ જવાબ દેવાનો અધિકાર કોનો છે ? એ જવાબ દેવા માટેનો અધિકાર પોતાનો માનનાર સૌ કોઈએ, વિજ્ઞાન-ની સંસ્થાનો પરિચય તો પામવો જ જોઈશે.

બસ આટલા જ ખ્યાલથી, વિજ્ઞાન જ્યોતના ખંડો, ગુજરાતી જનતા પાસે રજુ કરવાની ઈચ્છા થઈ આવી. એ ઈચ્છાની પાછળ, આગ્રહ એ રહ્યો છે કે, આ જવાબ દેવાની સૌથી મોટી લાયકાત, વિદ્યાર્થીઓની અને તેમનાં શિક્ષકોની તથા, માંબાપોની છે.

આપણી શાળાઓમાં વિજ્ઞાન તો શિખવાય છે, પણ વૈજ્ઞાનિકોના પરિચય વિનાનું જ. આપણાં ઘરોમાં પણ વિજ્ઞાનની વાતો થાય છે, પરન્તુ તેમાં નથી હોતી વિજ્ઞાનની વિચારણા કે વૈજ્ઞાનિકોના જીવનનો પરિચય.

એ ખોટ પૂરી પાડવાનો આ, નમ્ર અને સ્વલ્પ પ્રયત્ન છે. આ દિશામાં તો લોક ભોગ્ય અને સરળ સાહિત્યની ઢગલાબંધ જરૂર છે. છતાં, અંધારા અને દુસ્તર દેખાતા અજ્ઞાનના સાગર પર, નાનું સરખું હોડકું એક ડગલું લેવા માટે પણ ઝંપલાવે તો તેમાં ખોટું શું ?

વિજ્ઞાનની સંસ્થાના તાણાવાણા અને સંસ્કૃતિની ઘટના જેમણે ઘડી છે અને જેમનો વ્યાપક જીવનવ્યવહાર રોજ ને રોજ જેને રચે છે તે માનવસમુદાયની આવરત, ઘઉં અને ચોખાના તણખલાં ઉગાડવાની, પશુઓનું પાલન કરીને દુધ અને ઘી નિપજાવવાની, તથા કપાસમાંથી કપડાંનો ટુકડો બનાવવાની અને ધરતી પર પાણી પર અને આકાશમાં, નવા નવા રસ્તાઓ નિપજાવીને વાહનવ્યવહાર જારી કેવાની તથા પૃથ્વી પરના ઘરસંસારની અનેકવિધ ઘટનાનાં નવાં નવાં રૂપનાં નિર્માણ કરવાની પૂરવાર થઈ ગઈ છે. આ બધી સંસ્કારની વિભાવના પાછળ વિજ્ઞાનની સંસ્થા અને વૈજ્ઞાનિકો છે.

એ વિજ્ઞાન અને એ વૈજ્ઞાનિકોના કોલ છે કે, માનવજાતના સંસારમાંથી, ભૂખ, ગરીબાઇ, રોગચાળો, અકાળમોત, અને યુદ્ધો કરવાની ઘાતકીપ્રથાને નાબુદ કરી નાખી શકાશે એ કોલ અથવા પ્રતિજ્ઞા પાળવાની જવાબદારી માબાપોની અને વિદ્યાર્થીઓની છે, તે સમજાવવાની જવાબદારી ચૂકનાર, શાળા કે નિશાળ વિદ્યાના વિતરણનું ધામ નથી પણ અવિદ્યાનો અખાડો માત્ર છે.

વિજ્ઞાન સંસ્કારનો જીવતો પરિચય ન આપી શકે તે સંસ્થા, શાળા કે નિશાળ જ ન કહેવાય તેના ખ્યાલથી વિજ્ઞાન જ્યોતનો આ પહેલો ખંડ પ્રગટ કરતાં આનંદ થાય છે. આજે વિજ્ઞાનની સંસ્થા એ એક, માનવ સંસ્કૃતિ અને સંસ્કારી જીવનવ્યવહારના પાયાની મહાન સંસ્થા છે. આ મહાન સંસ્થાની ઘટનામાં, જેમણે જગતને વધારે વિશાળ જગત બનાવ્યું, અને જેમણે આકાશને વધારે વિશાળ આકાશ બનાવ્યું તથા તે રીતે માનવજીવનને અજ્ઞાતની પકડમાંથી ઉગારીને, જ્ઞાન–વિજ્ઞાનના પ્રકાશથી મઢ્યું, તે સૌ શોધક માનવોનો તેમાં ફાળો છે.

એટલે વિજ્ઞાન જ્યોતનો પ્રથમ ખંડ, માનવજાતને અજ્ઞાતમાંથી જ્ઞાત તરફ દોરી જનાર માનવોમાં, ધરતીના પ્રદેશોના શોધકો અને ખગોળશાસ્ત્રીઓનાં જીવનચિત્રો અહીં રજુ કરે છે.

**પણ વિજ્ઞાન સંસ્થા એટલે શું?**

માનવસમુદાયના રોજના જીવનવ્યવહારનું ઉપયોગ–મુલ્ય (use value) વધે અને વિકાસ પામે તે માટે, અનુભવ સત્યથી, વ્યવહારક્રિયાનાં વૈજ્ઞાનિક સાધનો નિપજાવનાર સામાજીક સંસ્થા એટલે વિજ્ઞાન સંસ્થા.

ખગોળ વિજ્ઞાને ખેડુત સમુદાયને ઋતુઓનું સમયપત્રક અથવા કેલેન્ડર ઘડી આપ્યું છે, તથા માછીમારને ભરતીઓટનું સમયપત્રક આપ્યું છે. એ વિજ્ઞાને સફરી જહાજોને દિશા દાખવીને વહાણોને બંદરમાં સલામત રીતે પાછાં આણ્યાં છે.

પૃથ્વીના સંશોધકોએ અજ્ઞાત અને અંધારામાં કદમ ગોઠવીને, પોતાને પગલે પગલે પ્રકાશનું કિરણ પેટાવીને અજ્ઞાતને જ્ઞાત કરીને આપણા જગતને વધારે વિશાળ છતાં વધારે સંયુક્ત એવી દુનિયા બનાવી છે.

વિજ્ઞાન જ્યોતના આ પહેલા ખંડમાં ખગોળશાસ્ત્રીઓ અને સંશોધકોને (Explorers) લીધા છે.

એમણે અજ્ઞાનને જ્ઞાન કેવી રીતે બનાવ્યું? અજ્ઞાતને જ્ઞાત બનાવવાનું સૌથી પહેલું કાર્ય શોધ છે. પણ એ તો પહેલું જ કાર્ય છે, શોધક શોધ કરે પછી, જ્ઞાત બનવાની આખી ક્રિયા માનવસમુદાય જ્યારે નુતન શોધ કે સત્યને પોતાના જીવનવ્યવહારની ભઠ્ઠીમાં તપાવીને એરણ પર ટીપીને આકાર આપે છે તથા, શોધક સત્યને સમુદાયનો જીવન-વ્યવહાર બનાવે છે ત્યારે જ, અજ્ઞાત, જ્ઞાત બને છે અથવા સત્ય, ખરેખર સત્ય બને છે. વિજ્ઞાનની આટલી સીધી સાદી સમજ અનીવાર્ય ગણાવી જોઈએ.

વિજ્ઞાન માનવસમુદાય સાથે એ રીતે ઓતપ્રોત અથવા અભ્યંતર બને છે. વિજ્ઞાન એ રીતે જ જીવન સાથે, "ઉર્ધ્વમૂલ," જતાં "અધઃ શાખા" જેવો, વિકાસ પામીને જીવતુ બને છે. જીવતુ બને તેજ વિજ્ઞાન નાશ ન પામે. સામાજીક જીવનવ્યવહારમાં જેનાં મૂળ નથી, એવું કોઈપણ જ્ઞાન વિજ્ઞાનની વ્યાખ્યાઈ બની શકતુ નથી.

વિજ્ઞાન એટલા જ માટે જગતનો અથવા જગતના જીવનના કોઈ વિભાગનો ફોટો અથવા છબી નથી પરન્તુ વિજ્ઞાન તો નકશો છે. દરેક નવી શોધ અથવા વિજ્ઞાન, માનવસમુદાયમાં નવું સંસ્કાર રૂપ ઘડવા માટેનો નકશો દોરે છે. એ નકશો નવા વૈજ્ઞાનિક જીવન-વ્યવહારની યોજના બને છે. દરેક નવી શોધ એટલે જીવનવ્યવહારના નવા સંસ્કાર રૂપનો નકશો. એ નકશો માનવસમુદાયની ક્રિયામાં સત્ય સ્વરૂપ અથવા જીવનરૂપ ધારણ કરે છે. આ જીવનરૂપ વૈજ્ઞાનિક હોય છે અને નવું સામાજીક મૂલ્યવાળું હોય છે. એડિસને એની પ્રયોગશાળામાં જે વિજળીનો દીવો શોધ્યો તે તો એક નકશો હતો. એ નકશા પરથી પછી માનવસમુદાયના વ્યવહારમાં દીવાઓ પ્રકાશી ઉઠ્યા ત્યારે પેલી શોધ જીવતી બની અથવા સત્ય બની. વિજ્ઞાનની આટલી સરળ બાબત સમજીએ ત્યારે જ, વૈજ્ઞાનિક સત્યના પાયા પર વિજળીયુગની સંસ્કૃતિ કેવી રીતે ઉભી છે તે સમજી શકાય.

તેથીજ, વિજ્ઞાનનો ઇતિહાસ, માનવજાતની સંસ્કૃતિનો જ ઇતિહાસ છે, કારણકે વિજ્ઞાનની દરેક નવી શોધે, આપણને આજ સુધી નવી તાકાતવાળી પ્રગતિ આપી છે, અને દરેક નવી પ્રગતિએ કુદરતની ગુલામી અને જુલમમાંથી માનવજાતને, મુક્ત કરીને વિજ્ઞાન સંસ્થાના પાયા પર ઉભી રહેલી સંસ્કૃતિ અને સંસારના મિનારા પર દરેક સમયે એકએક નવો કળશ ચઢાવ્યો છે.

જીવનની આવી પ્રગતિનો આગેવાન વૈજ્ઞાનિક છે. એ પ્રગતિનાં અથવા વિજ્ઞાનનાં સાધનો વૈજ્ઞાનિકના હાથમાં છે, અને વૈજ્ઞાનિક જ્ઞાન-વિજ્ઞાનનો જાણકાર છે તથા સ્વભાવે શાંત છે અને નિડર છે. એની નજર ભવિષ્યમાં પણ દેખી શકે છે. તેથી પ્રયોગ કરીને પ્રતીતિ પામ્યા પછી જ, સત્ય કથન અને વ્યવહાર કરવાની શિસ્તવાળા વૈજ્ઞાનિકોના હાથમાં, જો માનવજાતની સંસ્કૃતિ અને સંસ્કારનું ભાવિ હોય તો માનવજાતને નાનો કે મોટો આપઘાત કરવાનો પ્રસંગ ન આવવો જોઇએ તેવું કોઈને પણ લાગે. પરન્તુ વૈજ્ઞાનિક એવી માનવજાતનો એક પગ અને તેની ગતિ, વૈજ્ઞાનિક પ્રગતિ પર ચઢીને દેશકાળનાં અંતરાયો ભૂસી નાખનારી પૂરવાર થઇ ચુકી છે ત્યારે તેનો બીજો પગ, જાલીમ એવી જીવનઘટનાની શૃંખલાથી બંધાયેલો જમીન પર જકડાઇ રહ્યો છે.

સંસ્કૃતિ અને પ્રગતિને રૂંધનારૂં માનવજાતના આ બે ડગ વચ્ચેનું અંતર આજે પૂરવાર કરે છે કે માનવી સંસ્કૃતિનો પાયો રચનાર વિજ્ઞાન નામની સંસ્થાને ધારણ કરનાર વૈજ્ઞાનિક આજે જીવનનો આગેવાન નથી પરન્તુ માનવ સંસ્કૃતિનો વિનાશ કરી નાખવા હાઈડ્રોજન બોંબ ઉગામીને ઉભેલી પાશવી-ઘટનાના હાથમાં એ આગેવાની છે.

વિજ્ઞાન પાસે અને વૈજ્ઞાનિકો તથા તમામ વિજ્ઞાનપ્રેમીઓ અને વિજ્ઞાનના પાયા પર જ, ઉભેલી સંસ્કૃતિ સાથે જેમને સંબંધ હોય તેવાં તમામ માનવો સમક્ષ વિજ્ઞાનનો સવાલ ઉભો થઇ ગયો છે.

એ સવાલ એ છે કે, વિજ્ઞાન જ્યોતે વિશાળ માનવજાત માટે નિર્માણ કરવા માંડેલું ઉજ્જવળ ભાવિ માનવસમુદાય માટે શક્ય બની શકશે કે પછી, સત્તા લોલુપ એવી ક્ષુદ્રલોકની ઘટના, વિજ્ઞાનનાં જ સાધનો વડે, એ ભાવીનો વિનાશ કરશે?

આજની દુનિયામાં નાગરિકોને આ સવાલ મૂંઝવે છે. આ સવાલને રાજકારણનો સવાલ ગણીને કાઢી નાખવા જેવો લાગે છે કે પછી વિજ્ઞાનનો અને માનવજાતનો જીવનમરણનો સવાલ ગણીને તેના જવાબની જવાબદારીને સ્વીકારવા જેવો સવાલ લાગે છે? મનુષ્યનું નૈતિકરૂપ આ સવાલની જવાબદારી ધારણ કરીને જ ટકી શકે તેવો આ સવાલ છે. ગરીબાઈ અથવા ભૂખમરો અને રોગચાળો, એ કેવળ વ્યક્તિનો અપરાધ અથવા ગુનો છે એમ કહીને હજારો વરસ સુધી, માનવસમુદાયની સામાજીક ઘટનાએ એ સવાલ દૂર હડસેલ્યા કર્યો હતો. આજે આવા સવાલો હડસેલી દઈ શકાય, તેટલી નાદાન, માનવજાતની નીતિમત્તા નથી રહી. વિજ્ઞાનના આ સવાલને પણ તેથી જ આજે હડસેલી દઈ શકાય નહિ.

તેથી જ વૈજ્ઞાનિક જીવનવ્યવહારથી શુદ્ધ બનેલી માનવજાતની બુદ્ધિ આજે પૂછે છે કે, ધર્મક્ષેત્ર એવા કુરુક્ષેત્રમાં બનેલો કજીયાનો અથવા યુદ્ધનો બનાવ, એ એક નૈતિક મિજબાની હતી, એમ કહેવાની કોણ હિંમત કરી શકે તેમ છે? તો પછી આપણી સંસ્કૃતિના તાણાવાણા છિન્નભિન્ન કરી નાખે તેવી યુદ્ધની સંસ્થા નાબુદ કરી નાખવા જેવી નથી એમ કહેવાની ધૃષ્ટતાને, માનવજાતની આજની સામાન્ય એવી વિવેકશક્તિ પણ સહન કરી શકે ખરી? માનવસમુદાય તરફની વૈજ્ઞાનિક શુભેચ્છા વિજ્ઞાને સરજી છે. જ્ઞાન–વિજ્ઞાન એ શુભેચ્છાને અથવા સત્યં અને શિવં, ને એક બનાવનાર માનવવ્યવહારનું મૂલ્ય સરજીને જ

**સત્ય બનતું, વૈજ્ઞાનિક સત્ય ભૂખમરા અથવા ગરીબાઈની સંસ્થામાં, કે માનવસંહારની યુદ્ધ નામની સંસ્થા જીવતી હોય ત્યાં સુધી સુંદર કેવી રીતે હોઈ શકે?**

એટલે ત્યાં સુધી જ્ઞાનનું વૈજ્ઞાનિક રૂપ અથવા "સત્ય,' "શિવં" "અને સુંદરમ્' પણ ન જ બની શકે.

તો ત્યાં સુધી પોતાને જ્ઞાનવાન અને સરકારી નર કે નારી માનનારની દરેકની, આત્મદર્શનના અરીસામાં ફરીવાર દેખીને પોતાનું સાચું માનવસૌંદર્ય રક્ષવા માટે વિજ્ઞાનની વ્હાર કરવાની ફરજ છે. આજે, વિજ્ઞાનની સંસ્થાની, સંસ્કાર અને સંસ્કૃતિના અસ્તિત્વની અને માનવજાતના જીવતરને ટકવાની કટોકટીની પળ પર આખું જગત ઉભું છે, અને જીવનને ઉગારી લેવાની ધા, નાખતું કહે છે કે, **તમે જો માનવ હો, તો તમારી તમામ માનવતાનો, માનવજાતના જીવતર અને શાંતિના જતનના તથા માનવ–જાતના જ્ઞાન અને વિજ્ઞાનના જતનના, અને માનવજાતના સંસ્કાર અને સંસ્કૃતિના જીવનવ્યવહારના જતનના પલ્લામાં નાખો, અને સર્વ સંહારક એવી જે, શાહીવાદની માનવ–ઘાતક ઘટના છે તેને પાછી હટાવો.**

એકેએક માનવી માટેનું, વિજ્ઞાનના ઈતિહાસનું, વૈજ્ઞાનિકોની શોધોનું, વિજ્ઞાને દ્વારેથી માનવજાતની વિમુક્તિનું અને વિજ્ઞાનનો પ્રકાશ ઉપજાવવા વૈજ્ઞાનિકોનાં જ્યોતિર્મય જીવનોએ વહાવેલા આપ–ભોગોનું, જતન કરવામાં પોતાની માનવ તરીકેની જવાબદારી અદા કરવા માટે બનતું બધું કરવાની ઐતિહાસિક પળની બજવણી આજે બજી ચૂકી છે.

તા. ૧ લી જુલાઈ ૧૯૫૪ —લેખક

★

# ૧. મારી પોતાની વાત



આજ પાંચ પાચ હજાર વરસ જેટલી, ઐતિહાસિક ઉમરે પહોંચેલું, માનવપ્રાણી પોતાની વાત કરવા કેમ ન

ચાહે ? મારો વંશવેલો દેખવા હું અનંત જેવા યુગોમાં મારી નજર નાખું છું તો મને દેખાય છે કે મારાં પૂર્વજો ઝાડોની અંદર રહીને આમથી તેમ કૂદ્યાં હશે. ત્યારે માનવીને મગરૂર બનવા જેવો આખા શરીરમાં એનો હાથ હતો. લાખો વરસ પહેલાંના કપરા કાળમાં માનવપ્રાણી અથવા માનવજાત કુદરતનો



સ્પર્શ કરતી, કુદરતને સૂંઘતી, અને સાંભળતી, દેખતી અને પાર પામતી જીવતરના વર્તનમાંથી શીખતી હતી અને બીજાં તમામ પ્રાણીઓને શિખવાની બાબતમાં પાછળ પાડી દેતી હતી.

એટલે તો, મેં માનવીએ ઝાડોમાં રહેવાને બદલે ધરતી પર રહેવાનું ધાર્યું. ઝાડ પરથી ઉતરવામાં અને ધરતી પર ઘર માંડવામાં મેં કેવી મોટી પ્રગતિ કરી હતી તેનો ખ્યાલ તમને આવે છે ? શરૂઆતમાં, ધરતી પર વાસ કરવાનું મહાન પગલું સૌને ડરાવતું હતું, ભયભીત કરતું હતું. પરન્તુ છેવટે આ વસવાટથી મેં, માનવે. માનવી તરીકેની મારી પહેલી લાયકાત સાબીત કરી દીધી. હવે બરાબર, ટટાર, બનીને મેં માનવીની જેમ જ ચાલવા માંડ્યું. મારા પગ ખરેખર પગ બન્યા. પગને લીધે મારા હાથની શોભા પણ વધી ગઈ. હાથ વડે વસ્તુની પકડમાં હું પાવરધો બન્યો. ત્યારના જીવનમાં

માનવપ્રાણી એકલુંજ હાથમાં હથિઆર ધારણ કરીને ટોળાબંધ થઈને, માનવસમાજ બનીને આગળ ચાલ્યું.



ધરતી પરના માનવ વસવાટને સેંકડો સૈકાઓ વહી ગયા પછી એક મહાન બીના બની મેં માનવે અગ્નિની શોધ કરી. માનવ વસવાટ હવે મન ફાવે ત્યારે ચેતાવી શકાતી તાપણીઓથી ઝગઝગી ઉઠયો. તેજનો અંબાર અમારી વસ્તીનો

વાવટો બન્યો. અગ્નિની ઉષ્માએ અમારી સારવાર કરી. ભયંકર અંધારામાં પણ સળગતી મશાલની આંખ લગાવીને માનવીએ દેખવા માંડ્યું અગ્નિને આરાધીને અમે નવાં નવાં સાધનો બનાવવા માંડ્યાં માનવીનો અગ્નિદેવ સંતોષ પામેલો રહે તે માટે માનવીએ એકે ભોગ આપતાં પાછું વળીને દેખ્યું નથી કે દીલ ચોર્યું નથી ધરતી પર માનવીનો જ વૈભવ અગ્નિની સોબતથી અદ્ભુત બન્યો.

અગ્નિએ મારી માનવીની શી માવજત કરી એમ તમે



પૂછો છો ? અગ્નિએ જ મારી નજરને આગળ દોડાવી અને અંધારામાં પણ દેખતી કરી, અગ્નિએ જ મારા હાથને પણ લંબાવ્યો અને અજબ જેવી તાકાતવાળો બનાવ્યો. અગ્નિની મદદથી જ બનતું આયુધ લઈને મારો હાથ આયુધ બન્યો. હાથે અગ્નિની મદદ વડેજ જુદાંજુદાં સાધનો બનાવવા માંડયાં અને વાપરવા પણ માંડયાં



હા, આ સાથે જ એક મહાન વાત મારે તમને કહેવી જોઇએ. હું માનવી હવે બોલવા શીખ્યું હતું. મારી ભાષામાં થોડાક જ શબ્દો હતા પણ એ દરેક શબ્દ, અમારી કોઇને કોઈ ક્રિયા અથવા ક્રિયાઓથી ભરેલો હતો. એ બોલતાની સાથે જ અમે માનવો અમારી નજર સામે થઈ ગએલી ક્રિયાઓ, અથવા બનાવો દેખી શકતાં, અને નવી ક્રિયાઓ કરવા ભેગાં થઈ જતાં. જાણે એકેએક શબ્દ એક મોટો અરીસો હતો. જીવ જેવા વહાલા અમારા એ શબ્દો અમારી અણમેલ દોલત હતી. અમે માનવીઓ શબ્દોવાળા બન્યા તે બનાવ, માનવજાતના ઈતિહાસમાં અતિ મહાન બનાવ હતો.

આટલા બનાવોએ, એમ કહોને કે મને ખરેખર માનવ બનાવ્યો. હાથની પકડ, હાથમાં પકડવાનાં સાધનો અથવા હથિઆરો, એક બીજાની ક્રિયાને સમજી જવાના શબ્દો અને અમારા હાથમાં આવેલો અગ્નિ અથવા મશાલ, આ બધી

દોલત, એકલા માનવીની જ હતી ને! એથી હું માનવી ખરેખર માનની બની ગયો. આખા જંગલમાં હું જ અદ્‌ભૂત



દેખાયો. આખા જીવનમાં મારી જ વાહવાહ બોલાઈ ગઈ. આખી ધરતી પર મને જ જોઈને સુરજદેવનો પ્રકાશ હસી ઉઠયો.

કોઈ માનવને ખબર પણ ન પડે કે હું માનવી કેવી રીતે પલટાઉ છું, પણ હું તો પલટાયો ચાલ્યો. ત્યારે મારી અંદર અને ધરતી પર થતા ફેરફારની નોંધ પણ રાખી શકાય તેમ કયાં હતું! ત્યારે મને માનવને અને મારી ધરતીને નવું નવું રૂપ ધારણ કરતી દેખનાર સમયની નોંધ કરનાર ઘડિયાળ જ કયાં હતી! ત્યારે તો, સવાર થવાના સમયનો ડંકો સુરજ બજાવતો અને, બીજો ડંકો વાગતો ત્યારે એ અનંતમાં ઉતરી જતો ત્યારે રૂતુઓ આવતી અને પસાર થઈ જતી. ત્યારે યુગ પછી યુગ પસાર થતા અને અનેક યુગો પછી આવતો ફેરફાર અમારૂં રૂપ બદલતો.

અમારાં બદલાયલાં રૂપોવાળો નવો યુગ, પત્થરયુગ હતો. વિજળી કે વરાળના નામને બદલે પત્થરનું નામ સાંભળીને તમને હસવું આવે છે! એંજીન કે એરોપ્લેન જેવો જ આ અમારો ત્યારનો મહાન યુગપલટો હતો. માનવ-જાતના આ મહાન યુગમાં માનવીએ અને ધરતીએ જાણે કાયાપલટ કરી નાખી હોય તેવાં નવાં રૂપ ધારણ કરવા માંડયાં હતાં.

હું માનવી, માનવ સમોવડો બનીને ત્યારે જ ઉભો. દેખો મારૂં ત્યારનું ઘર! અંદર સ્ત્રીઓ અને બાળકો છે, અને અખંડ હાજર રહેતો અગ્નિ દેવ છે. અમારે ત્યાં પશુઓ પાળેલાં છે. અમારી સ્ત્રીઓ અને બાળકો ફળફૂલ એકઠાં કરે છે. અમે ભાલો અને સાંગ ધારણ કરીને શિકારે

જઈએ છીએ. અમે ઘર બાંધવા માંડયાં છે. એ નુતનયુગનાં નવાં માનવો અથવા કહો કે ગૃહસ્થો, અમે, ઈ. સ. પહેલાં ૧૦૦,૦૦૦ વરસ પર માંડી દીધેલો અમારો સંસાર આખી ધરતીની શોભા બન્યો છે.

એ શોભાનો શણગાર, માનવીના રૂપ પર હવે એક અવનવો આવવા માંડયો છે. હું શિકારી, હવે ઉત્પાદક બનવા માંડયો છું. જ્યાં ખોરાક હોય ત્યાં અને તે રૂતુમાં ખોરાક પાછળ દોડયા જવાને બદલે, ધરતીમાંથી જ મેં ખોરાક ઉગાડવા માંડયો છે. મારા વડવાઓ કહેતાં, કે, કુમારી-ધરતી માતાના દિલ પર, ખેડીશું કે ખોદીશું તો માડી કોપી ઉઠશે. અમે...મેં એ બીકને તોડી નાખી. વડવાઓની આજ્ઞાને



ઉલ્લંઘી નાખી અને દેખો ન દેખો ત્યાં તો, ધરતીએ ધાન ઉગાડીને મને માનવને મહાન બનાવ્યો છે. ધરતીનું રૂપ પણ કેવું, માનવ મનમોહક, લીલાથી લલિત અને લચકાતું, સુંદર બન્યું છે!

હવે ખ્યાલ કરો કે હું માનવી મારા ઉંબરા પર ઘર કરીને ઉભો છું. નદીઓને કિનારે દરિયાને આરે આરે, મારાં ગ્રામ

વસ્યાં છે. અમે નાચીએ છીએ, ગાઈએ છીએ, ધાન ઉગાડીએ



છીએ, ને ભોગ ધરાવીએ છીએ. ધરતી પર કિલ્લોલ મચ્યો છે. ગઈકાલે જ જે બધું સ્થિર અને જડ હતું તે નાચી ઉઠ્યું છે. અમારો એક હોકારો જંગલના જીવનમાં હીલચાલ જગવે છે. અમારી સોબત કરીને દેવદેવીઓ દિવ્ય બન્યાં છે. અમે ગુસ્સે થઈએ ત્યારે આકાશ પણ રાતું ચોળ બને છે. અમે આનંદમાં હોઈએ ત્યારે, ઉષા પણ સ્મિત કરે છે. અમે નાચીએ છીએ ત્યારે દશે દિશાઓ નાચી ઉઠે છે, ડુંગરાઓ ડોલવા માંડે છે અને વનપંખીઓ ગાવા માંડે છે. અમે લડીએ પણ છીએ પણ અંદરઅંદર કદી લડતાં નથી. કોઈ બહારથી કોઈ ટોળી અમારા પર તૂટી પડે છે ત્યારે પ્રલય જેવો [illegible] છે



પણ રાખો, રાખો, મારી એક વાત કહેવાની રહી ગઈ છે. મેં મારા હાથનાં જ વખાણ કર્યા કર્યાં તાં, તે વાત સાવ સાચી હતી પણ આખું મારું માનવરૂપ જેના પર ઉભું છે તે, મારા પગ વિષે પણ મારે ઘણું કહેવાનું છે. મારા પગની હું વાત કરું ત્યારે મારી ધરતી પરનો આર્યાવર્ત મને યાદ આવે છે મારાં અને મારી ધરતીનાં યુગેયુગે નવાં રૂપો જન્મ્યાં અને કાળ વહેતો ગયો હતો. આંખના પલકારા જેવા

યુગો વહ્યા પછી, મેં મારી ભાળ કાઢી તો હું આ ધરતી પરના એક ખંડમાંના એક આર્યાવર્ત પર હતો. પણ ત્યારે એનું નામ આર્યાવર્ત નહોતું. એનું શું નામ હતું તેની ચિંતા કર્યા વિના તમે દેખો. ધરતી પરની આ ભૂમિ ખરેખરી અદ્દભૂત હતી. એના ઉત્તર છેડે સેંકડો માઈલ પર પથરાયલો ધરતીનો માનદંડ હિમાચળ હતો. એની ગોદમાં કુદરતનાં બધાં રૂપોની અમર કણિકાઓમાં મઢાયલાં ઉપવનો અને નદીઓ હતી. એશિયાખંડના આ ઉપખંડમાં ત્યારે રાવી અને ચીનાબ, સુરાષ્ટ્રનો દરિયા કિનારો, દક્ષિણનો સાગર કિનારો, માનવોનાં થાણાં નાખીને આખા જગત સાથે વેપાર કરતો હતો. એણે કિલ્લાઓ અને નગરો બાંધ્યાં હતાં. એમાં મોટાં મોટાં ઘરબાર હતાં. રસ્તાઓ અને બજારો હતાં. નહેરો અને પત્થરની બાંધેલી ગટરો હતી, એમાં સંસ્થાગારો,



શાળાઓ અને દવાખાનાં તથા અનાજના લોક ભંડારો હતા. નદીઓ અને સમુદ્રો પર માનવનો મારો વસવાટ હવે, નદીઓ પર અને સમુદ્રો પર જહાજની ઝડપથી ફરતો હતો.

સો વાતની આ એક વાત અતિ મહાન હતી. માનવનો મારો વસવાટ હવે પાણી પર દોડી શકે તેવો એનો પગ બન્યો હતો. ધરતી પર ચાલનારો, દોડનારો, અને છલંગો ભરનારો મારો માનવનો પગ હવે પાણી પર પણ ફરવા માંડયો હતો. પાણી પર ફરતા, દોડતા, સફર કરતા મારા

માનવીના પગનું રૂપ પહેલાં હોડકા જેવું શરૂ થયું, પણ પછી મોટું જહાજ બની ગયું. માનવીના પગનું આવું ભવ્ય રૂપ કંઈ એક જ રાતમાં કે દિવસમાં નહોતું બન્યું. કાળ ભગવાન માનવીનો હાથ બનીને એ રૂપ ઘડયા જ કરતો હતો અને જ્યાં, કાળના ડંકાએ, ઇ. સ પહેલાંના દશ હજાર વરસના સમયનો ટકોરો વગાડયો ત્યાં તો, આ ધરતી પરના આ ઉપખંડ પર પણ માનવીનો પગ આવો મહાન બની ચૂકયો હતો

પણ મારે તો તમને આર્ય માનવના પગની વાત કહેવી છે બરાબર આ અરસામાંજ આર્યોની પગલીઓના અહી પડછંદ સંભળાવા લાગ્યા હતા એ માનવો, વસવાટ માટે ભૂમિ શોધતાં, સમુદ્રનાં મોજાઓ જેવા ધસારા બનીને અહીં આવી પહોંચ્યાં. એમનું ઘર ઘોડાઓ, ઉંટો, ગધેડાં એવું બધું હતું જેમનાં



ઘરબાર દોડતાં હતાં તેવાં એ માનવો હાથમાંનાં દોડતાં, ફેંકાતાં, તાક લેતાં અને વિંધી નાખતાં હથિઆરોવાળાં હતાં. યુદ્ધનો ચિત્કાર કરતાં એ આવી પહોંચ્યાં. ધરતી પર જાણે મોતની મહામારી દોડતી આવી. આ આર્ય માનવનો પગ શિકારીની તાક અને છલંગ જેવો ઝડપી અને જીવલેણ હતો. આ આર્યોના ધસારા નીચે રાવી અને ચીનાબ પરનો વેપારી નગરોનો ઘરસંસાર રોળાયા કર્યો અને છેવટે સંહાર પામી ગયો.

આર્યોએ આ ધરતી પરના આ ઉપખંડની હજુ તો એક ઉત્તરની કિનારી જ જીતી હતી. હજુ એમનાં ધાડાંઓ પંચ સિંધુઓ પર વસવા માંડયાં હતાં ત્યાં તો એમણે આ મહાન ઉપખંડનું નામ આર્યાવર્ત પાડી દીધું. અનેક નદીઓ, અને પર્વતોવાળા, મૂળ વતનીઓનાં અનેક ગ્રામો અને કિલ્લાંઓવાળા, તથા વેપારી સંસ્કૃતિના સમુદ્ર કિનારા પરના સુરાષ્ટ્ર અને દક્ષિણનાં નગર વસવાટવાળા આ મહાન દેશને ઉત્તરની કિનારી પર ઉભા રહીને તેમણે આર્યાવર્ત કહ્યો

અને ધસતાં આવતાં આર્યોનાં ધાડાંઓના પગ આ ઉપખંડ પર પથરાઈ જવા થનગની ઉઠયા. પણ અજ્ઞાન આર્યોના વડવાઓ કહેવા લાગ્યા કે આ દેખાય છે તે વિંધ્ય પર્વતની દિવાલ પાછળ કોઈ જશો નહીં. પર્વતની પાછળ જ ધરતી પૂરી થઈ જાય છે અને પાતાળ આવે છે. એ વડવાઓ એમ પણ કહેતા કે, આ ગર્જના કરે છે તે દરિયો કોઈ ખેડશો નહીં, કારણકે દરિયાની પેલે પાર, કંઈ જ નથી, અને પૃથ્વીનો ત્યાં અંત આવી જાય છે.

એ ઠરી બેઠેલા વડવાઓએ આર્ય દિકરાદિકરીઓના થનગનતા પગ ધરતી સાથે જ બાંધી દેવાની બે આજ્ઞાઓ કરી; એક એ કે, "પર્વત પર્યન્તા પૃથ્વી" અને બીજી આજ્ઞાનું નામ "સમુદ્ર પર્યન્તા પૃથ્વી,"

"આ બંન્ને આજ્ઞાઓ તરફ મને આદર નથી. આ બન્ને ફરમાનો માનવીના પગને બાંધી રાખનારાં છે. આ બંન્ને હુકમોનો હું ભંગ કરવાનો છું"

આર્યોમાંથી જ એક જુવાન દિકરો ક્ષિતીજની પેલી પાર દેખવા મથતી નજર તાકતો બબડતો હતો. એ મહામાનવના પગ માનવીનો જયકાર ગજવતા, કૂચ કરવા માગતા હતા.

એ આર્યમાનવનું નામ અગસ્ત્ય હતું.

## ૨. પ્રકાશનો પ્રણેતા

આર્યોની ભારતભૂમિ પર બે સત્યો પોતપોતાની ક્રિયાઓ કરતાં હતાં. બે સત્યોમાંથી કયું સત્ય, સત્ય છે, તેની સાબીતી જીવનવ્યવહારનું ત્યારનું રૂપ નક્કી કરવા માટે, જીવનની તુલા લઈને બેઠું હતું

ભારતીય ભૂમિની એ તુલાની એક દાંડી પર અગસ્ત્ય અને વિશ્વમિત્રની આણ•વરતાતી હતી અને બીજી દાંડી પર વસિષ્ઠનું વજન પ્રવર્તતું હતું.

અગસ્ત્યે સત્યના રૂપને ગતિનું બનાવીને ભારતીય પર્વતમાળને ટપી હતી, અને દરિયા પર છલંગ દેવા એના પગ અધીરા બની ચૂક્યા હતા

ત્યાર પછી તરત જ વિશ્વમિત્રે સત્યના રૂપને લોક જીવનમાં કસી જોવા માંડયું હતું. કસોટી પર ચઢતા જીવન-રૂપના સત્યને વિશ્વમિત્રે પ્રકાશની આરાધના વડે ઉપાસવા માંડયું હતું સુરજ પ્રકાશનો દેવ હતો, એણે સુરજને સંબોધન કર્યું કે, "પ્રકાશના હે, પિતા! અમારી બુદ્ધિને એટલે અમારા સારાસાર વિવેકને તારા પ્રકાશ વડે શુદ્ધ કર!"



સરસ્વતીનો કિનારો હતો. કિનારા પરનું જીવન વસિષ્ઠે મોકલેલા રાજાઓના અંધારા પડછાયાઓ નીચે અંધરાવા માંડયું હતું. દાશરાજ્ઞ નામે ઓળખાયલો વિગ્રહ અહીં શરૂ થઈ ગયો હતો. અંધકારના આચાર્ય ભગવાન વસિષ્ઠ હતા. પ્રકાશના આગેવાન વિશ્વમિત્ર હતા. પ્રકાશ અને અંધકાર વચ્ચેનાં રમખાણોએ સરસ્વતીના કિનારા વેરાન બનાવી મૂકયા હતા. વિશ્વમિત્ર વિદાય લેતા હતા, અને સરસ્વતીના કિનારાપરના ગમગીન આર્ય જનોને કહેતા હતા.

"એક જમાનો આથમે છે, અંત પામે છે, દરેક અંતમાં નુતન જીવનરૂપ આકાર ધરતું હોય છે."

"અંધકારમાં કશું જ દેખાતું નથી ભગવન !"

"એટલે જ પ્રકાશની આરાધના જીવનરૂપને દેખવા મથે છે," બોલતા વિશ્વમિત્રની આંખો અરધી મિંચાઈ ગઈ. વિશ્વમિત્રના વિશાળ અને મગરૂર માથા ઉપરના સફેદ બનતા વાળની લટો પ્રકાશીત બની. ધીર ગંભીર, મનોભાવની માનવપ્રેમની મમતાવાળી રેખાઓ વિશ્વમિત્રના ચહેરા પર વધારે અંક્તિ બની અને એક ગાલ પરથી વાળના ગુચ્છ નીચે દાઢીમાં ઉતરી પડતા ઘાનું નિશાન તગતગી ઉઠયું. સિંધુના કિનારા પરના રઝળપાટના થાકથી હજુય ઘેરાઇ જતી આંખો ખોલીને, એણે કહેવા માંડયું; "ત્રણ વસ્તુઓ પર જીવન નભે છે; એક જીવનનો સામુદાયિક અધિકાર, જે અધિકારનુંરૂપ માનવમાનવ વચ્ચેના પ્રેમનું અથવા મૈત્રીવાળું છે. બીજી વસ્તુ કાનુન છે,જે જીવનવ્યવહારમાંથી મેળવાતા સત્ય અને માનવમાનવ વચ્ચેના સહકારના સંબંધમાંથી જ ઘડાવો

જોઈએ. અને ત્રીજી વસ્તુ મનુષ્યમનુષ્ય વચ્ચેનો અનુરાગ; સૌમાં એ પહેલો અને છેલ્લો પણ એજ હોવો જોઈએ."

સાંભળનારાંઓની આંખો પલળી ઉઠી.

"હવે તમે સૌ જાવ....વિખરાઈ જાવ....સહસ્રાર્જુનનાં લશ્કરો આવી પહોંચે છે. સરસ્વતી પરના આપણા આવાસો ભલે સૂના થઈ જાય! હું પણ જઈશ એવા પ્રવાસે કે જ્યાંથી આ કિનારાઓ પર પાછા આવવાપણું નહીં હોય! પણ માનવતાની આપણે મૂકેલી સુગંધ અહીં પૃથ્વીના પેટાળમાં પડી પડી, પ્રકાશનાં કિરણો ચૂમીચૂમીને ઉગી નીકળશે કોઈવાર અને ભારતભૂમિ પર નવજીવન પામીને ચાલવા માંડશે."

"એટલે ?" પરશુરામે પૂછ્યું.

"એટલે મરણ મિથ્યા છે, જીવન સત્ય છે, કારણ કે એ કદી ગતિ વિનાનું હોતું જ નથી" બોલતા રૂષિએ મગરૂર ડોક ઉંચી કરીને, એક વિજેતાની જેમ આથમતા



સુરજની આરાધના કરવા માંડી. એની નજરમાં તેજ પુંજ ઉભરાયો. એ ઉઠયો. એણે દિવાલ પર પોતે ચિતરેલા એક ચિત્ર તરફ આંગળી કરી, "દેખો સૌ, આપણે આગધીએ

છીએ તે જીવનની પ્રગતિનો પ્રણવમંત્ર અથવા પ્રણયમંત્ર! ઘાસના તણખલાથી ચિતરેલી એ રેખાઓ, આખી ભારત ભોમ પર લીલોતરી બનીને પ્રકાશની ઉપાસના કરતી આગળ ને આગળ ધપે છે. જીવનનાં નવાં નવાં રૂપો ધારણ કરે છે. એને પાછા હટવાપણું છે જ નહીં! એ તણખલા જેવાં મહાન આપણે, પ્રકાશને પામી પામીને, રોજરોજ અનંતતાનો સ્પર્શ કરીને મહાન બન્યા કરીએ છીએ."



બોલતા પ્રકાશના પ્રણેતાએ વિદાય લેતી આંખો મીંચી દીધી: જીવનનું પહેલું પ્રકરણ, ભારતીય ભૂમિ પર, જાણે વિશ્વમિત્રનું રૂપ ધરીને જંપી ગયું.

## ૩. અગોચરનો યાત્રિક

અગસ્ત્યે હવે આર્યોનાં આક્રમણને દક્ષિણ દિશા દેખાડી દીધી હતી. વિંધ્યને પાર કરીને એણે, જે આર્યો નહોતા એવા અનાર્યોના દક્ષિણ પ્રદેશનો દરવાજો આર્યો માટે ખોલી બતાવ્યો હતો. આર્યો દેવ હતા એટલે અનાર્યો અદેવ હતા, આર્યો સુર હતા એટલે અનાર્યો અસુર હતા. આર્યો જ્યાં પગ મૂકતા ત્યાં અનાર્યોની સરહદો પાછી ધકેલાતી આજે આર્યોનાં સાહસિક ઘાડાંઓ, અનાર્યોનાં દક્ષિણનાં ભયાનક જંગલો વટાવતાં હતાં. સરયુના કિનારા પરથી, રાજારામે ગાદી છોડીને આર્યોની આગેકૂચની આગેવાની દક્ષિણ તરફ આરંભી દીધાના સમાચાર પણ અહીં આવી પહોંચ્યા હતા.

પણ જેણે વિંધ્યને પાર કર્યો હતો, જેણે વિંધ્યનાં બધાં શિખરોની ઉંચાઇ માપી નાખી હતી, અને જેણે વિંધ્યને કોચીને દક્ષિણના પ્રદેશ પરના ઘાટ બતાવ્યા હતા, તે આર્ય જુવાનને, અનાર્યો સાથે બંધુતા બાંધવાને બદલે તેમનો નકાર કરવાનો રસ્તો ઠીક લાગતો નહોતો. એને વિશ્વ મિત્રનો, સહચારનો માર્ગ પસંદ હતો. દક્ષિણમાં કિલ્લા બાંધનારાં, અને સાગર ખેડનારાં અનાર્યો સાથે એને સહચાર પસંદ હતો. એને આર્ય અનાર્ય, ભાઈ ભાઇ બનીને, કિલ્લાઓ બાંધે, સાગર ખેડે અને આ જન મનરંજન ધરતીને જીવવા જેવી શણગારે તેવી ઇચ્છા હતી.

પણ એ બધાં વિલાઈ જતાં સ્વપ્નોના આકાર આકાશમાં



દેખતો, એ વિંધ્ય પરથી ઉતરી જઈને હવે સાગર પર પહોંચવા અધીરો બન્યો હતો. આર્યોની ટુકડીઓ પણ ત્યાં પહોંચવા માગતી હતી પણ માલીક બનીને, ને અનાર્યોને દાસ બનાવીને અને રસ્તે રસ્તે રમખાણ કરીને તેમને તેમ કરવું હતું.

અગત્સ્યનો રસ્તો અહીંથી જુદો ફંટાતો હતો. એનું દીલ વિંધ્યની વિદાય માગી ચૂક્યું હતું એણે વૃદ્ધ બાપની વિદાય લેવાની હિંમત કરી નહોતી. પણ વિંધ્યના ખોળામાં રેવાના કિનારા પર, વૃદ્ધ બાપને શું દુઃખ હતું!

અગત્સ્યની નજર સામે વૃદ્ધની છાયા તરવરી ઉઠી એ વૃદ્ધ છાયાનો ગોળ ચહેરો મમતાથી નિતરતો હતો એક લાકડાના લાંબા આસન પર બેસીને રોજની જેમ વાંસની ટોપલી બનાવતા વૃદ્ધની ડોક પરથી સફેદ વાળ પવનની લહેરમાં આમતેમ ઉડતા હતા. સાગર પાર કરવાના એના સ્વપ્નનો પગ થંભાવી રાખતી આ પ્રેમમૂર્તિને જાણે એ કહેતો હતો, "આપ પણ, એક સ્વપ્ન નથી તેની શી ખાત્રી!"

એ વૃદ્ધે જ એને સપ્ત સિંધુ પરથી આગેકૂચ કરવાનો આદેશ આપ્યો હતો. એણે જ એને પોતાનો જાદુઈ દંડ ધારણ કરીને જ્યાં ઘણા રસ્તા–ભેગા મળતા હોય ત્યાંથી આગળનો માર્ગ કાઢી દીધો હતો. એણે એને ભયાનક અરણ્યોની ગૂઢતાને ઉકેલવાના પાઠ આપ્યા હતા, અને વિંધ્યની અનેક વનસ્પતિઓના ગુણદોષ કહી આપ્યા હતા. ત્યારે જ્યારે એકવાર, એના પોતાના પગ પાછા પડી જતા હતા તે સમયે એણે જ એને આગળ વધવાની આજ્ઞા આપી હતી.

"પણ આજે આપ વૃદ્ધ થઈ ગયા છો. આપની છાયા આ ધરતી પર ચોંટી ગઈ છે. કાળ ભગવાન કહે છે કે હું આગળ વધું!" જાણે એ વૃદ્ધની મનોમય છબી પાસે પરવાનગી માગતો હતો.

એના કાનમાં પક્ષીઓનો કિલ્લોલ સંભળાયો. અટક્યા વિના, જંગલનો કંઠ કેવું ગીત ગાયા કરતો હતો? એણે પણ પેલું ગીત ગણગણવા માંડયું. બધાં ગીતો એક થઈને એને કહેતાં હતાં, "ઉઠ, ઉભો થા, અને આગળ વધ!" એણે સાગરનું સંગીત સાંભળવા આગળ વધતી એની ઝડપને દેખવા આંખો મીંચી દીધી. વિશ્વમિત્રે કહ્યો હતો તે પ્રકાશનો મંત્ર એની નજર સામે જીવતો બનીને આગળ દોડતો દેખાયો. એના કાનમાં મહાસાગર ઘૂઘવતો સંભળાયો. વિંધ્યાચળના શિખર પર આથમતા સુરજનો તેજનો ગોળો અવકાશમાં લટકી રહેલો એને દોડી જતો દેખાયો.

એણે જોરથી આંખો ખોલીને ઉતાવળી મીંચી દીધી. એની નજર સામે દક્ષિણના પ્રદેશ પરથી કેદ પકડાયલી પેલી

સાગર કન્યા પાછી દેખાઇ. આર્યોની એ દાસી, દાસત્વમાંથી છૂટી થઈ શકે તો, સાગર પર પહોંચવાની એની કેડી બનવા તે તૈયાર હતી એણે એને દક્ષિણ કિનારાના નાવિક માનવોના સહચારની પણ ખાત્રી આપી હતી. એણે એની આંખો પાછી મીંચી દીધી અને થોડીવારમાં જ પાછી ઉઘાડી ત્યારે પેલી સાગરકન્યા, એના કોઈ સવાલના જવાબમાં જ બોલતી હોય તેવા શબ્દો સંભળાયા.

"પણ ધરતી પરથી ઉખડી ગએલા મારા જીવતરને જંપ દેનારી ઔષધિ અમારા સાગર કિનારા પર જ ઉગે છે!"

"મેં પિતાજીને વાત કરવા માંડી છે પણ સાગરને પાર કરીને પાછા આવવાનું મેં એમને વચન દીધું ત્યારે એમણે કહ્યું કે, "પણ તું પાછો આવે ત્યારે, કદાચ હું ન હોઉં! પણ એમણે મને મના નથી કરી. પણ ધાર કે હું જ ખોવાઈ જાઉં....ધાર કે સમુદ્રનું પાન કરી જવાની મારી ઈચ્છા મને પાછો જ ન આવવા દે! કદાચ એમ પણ બને કે સાગર ભગવાન મારું જ પાન કરી જાય!"

"પરન્તુ પિતાજીનું દીલ તો તમને ન તૂટે તેવી તાકાતથી ધારણ કરી રાખશે, અંત સુધી." સાગરકન્યાએ જવાબ દીધો.

"પણ પિતાજી કયારેક ન હોય, આ ધરતી પર, એવું ન બને!"

"બને....પણ ત્યારે દુઃખ પણ નહીં હોય, તમે નહીં આવી શકયા હો તેનું. અને પિતાજી હશે ત્યાં સુધી તો, તમે હશો જ, પિતાજીના દીલની અંદર!"

"ખરું કહ્યું તેં! નિત્ય નુતન, ભરતીઓટનાં નિર્મળ જળમાંની માછલી જેવી તું, તને અહીંનાં બંધિયાર પાણીમાં નથી ગોઠતું એમ તું કહે છે ને?"

"કોને? મેં મારી જાતને જ કહ્યા કર્યું છે એવું, અને તે સૂર્યા કરશે અહીં આર્યોની ધરતી પર....હું આ ધરતીની બની જ નહીં શકું....હું દાસી છું....મારામાં દાસી હોવા માટે બીજું શું છે જુદું? મારો રંગ જરા શ્યામ છે, પણ મારા ચહેરા પરની રેખાઓ જુદી નથી. મારી નજરનું તેજ જુદું નથી, મને ગંધ પણ એક જ આવે છે, મારા કાનમાં એક જ સાદ સંભળાય છે....પણ અહીં હું ખોવાઈ ગઈ છું....મારો જીવ ખોવાઈ ગયો છે."

"મેં નિશ્ચય કર્યો છે" અગસ્ત્યે મક્કમતાથી કહ્યું.

"સ્વપ્ન....! તમારું સ્વપ્ન, શી ખબર કે?"

"સ્વપ્નને ગોખ્યા કરવાને બદલે, મેં સાગર પાર કરવા માટેનો અને તારા વતન તરફ, તારી સાથે નીકળી જવાનો નિરધાર કરી નાખ્યો છે. ગોખ્યા કરવાથી સ્વપ્નનો દેહ નથી ઘડાતો કદી!

"શી ખબર?"

"અગસ્ત્ય એક જ વાર નિરધાર કરે છે. મારો નિરધાર અફર હોય છે."

અને પેલી સાગર કન્યાએ પલકારો માર્યા વિના દેખ્યા કર્યું.

"મને ત્રણ દશકા ઉપર વરસ થઈ ગયાં છે. વીતી

જતાં વરસો પછી મહાસાગર મને મના કરે તે પહેલાં મારે પહોંચી જ જવું જોઇએ, તું તૈયાર રહેજે" અગત્સ્યે કહી દીધું.

"વિંધ્ય પરની આજની રાત, છેલ્લી....હશે !" એને વિંધ્યની મહોબત સાંભળી. વિંધ્યનાં વનઉપવનો, પશુ-પંખીઓ એને સાદ દેતાં સંભળાયાં. પણ એ એકાએક ચમકી ઉઠયો. એના દિલની અંદરનું પંખેરૂ ફફડી ઉઠયું હતું! ત્યારે જ્યારે એ ચૌદજ વરસનો આર્યકુમાર હતો, ત્યારે અજ્ઞાતનો ઉરેલો સાદ એને આજેય લલકારતો હતો, કહેતો હતો, "વિંધ્યથીય તું ઉંચો થયો તેથી શું! વિંધ્યને તેં પાર કર્યો તેથી શું? સૌથી ઉંચો તો સાગર છે, ઉઠ અને અગોચરની યાત્રા કરવા અટકયા વિના આગળ વધ્યો જા !"

એની નજર સામે સૌથી ઉંચો સાગર ઉછળી ઉછળીને એને બોલાવતો હતો. એનેજ બોલાવવા નહીં તો બીજા શા માટે, સાગરે પોતાની દિકરીને આર્યોના હાથમાં કેદ પકડાવા મોકલી આપી હતી! સાગરને શોધવા



....સાગરની ઉંચાઈ, ઉંડાણ અને વિસ્તાર પામવા, તો, એણે લગ્ન નહીં કરવાનું પણ લીધું હતું. સાગરના પ્રેમને ચૂસી ચૂસીને અગોચરનો અનુરાગ ધારણ કરીને તો એણે સૌને આર્યોની દુનિયાના ખડખાંઓને કહ્યા કર્યું હતું કે "પૃથ્વી સમુદ્રપર્યન્તા નથી જ....સમુદ્રને પેલે પાર પણ અનાર્યોનાં વેપારી થાણાં છે!"



એણે આજ લગણ દેખેલાં બધાં સ્વપ્નો એક સામટાં એની આંખ સામે તરવરી ઉઠયાં. એનાં રોમેરોમ ઉભાં થઈ ગયાં. "ઉઠ ઉઠ....વેળા વીતી જાય તે પહેલાં...." પાછો પેલો અવાજ એને સંભળાયો.

વેળા વીતી પણ જાય....આજે ત્રીશ દશકા તો વીતી ગયા અને જ્યારે વાળ સફેદ થાય ત્યારે....?" કાળનો ધક્કો લાગ્યો હોય તેમ એ ઉભો થઈ ગયો. "આર્યોની દુનિયા....હું ઉભો થઈને આગળ નહીં વધું તો આર્યોની દુનિયા, વિશાળ બનશે કેવી રીતે! તેમાં જુદી જુદી દુનિયાઓના પ્રવાહો એકઠા થશે કેવી રીતે! વિશ્વમિત્રના પ્રણયમંત્ર સહચાર ઘડશે ક્યારે, કોની સાથે?

એની નજર આકાશમાંના એક તેજપુંજ પર પડી. આજે એ રોજ કરતાં વધારે ચમકતો હતો. આજે એ ઝબકી ઝબકીને એને કહેતો હતો, એ બબડયો, "એ હશે....જ્યાં હું જઈશ ત્યાં....અગાધ સાગર પર પણ....એજ હશે....મને આગને આગળ દોરનારો આકાશનો દીવડો!" એ ચાલ્યો. એણે ચૂપચાપ કમાડની અંદરથી એક પોટકું લીધું. એણે ખભા પર ફરશી લટકાવી અને ધનુષબાણ ધારણ કર્યા. એના એક હાથમાં પેલો બાણની અણીવાળો, લાંબો દંડ, એક પળવાર જમીન પર ટેકાયલો થંભ્યો. એણે પાસેની ઝુંપડીમાં જઈને ચૂપચાપ પેલી દક્ષિણથી પકડાઈને આવેલી, સાગર કન્યાને કહ્યું "ઉઠ! આજે, આકાશ દીવડાની સાક્ષીએ જેવો હું આર્ય તેવી જ તું....મુક્ત છે."

## ૪. બ્રહ્માંડના તાણાવાણા

ભારતભૂમિ પર આર્યગ્રામો વસી ગયાં હતાં, અને આ વસવાટનો આર્ય અનાર્ય વચ્ચેનો સંગ્રામ શરૂ થઈ ચૂક્યો હતો. જીવનના એ ઘર્ષણના જ એક વિભાગ જેવો આર્યોના જીવનની અંદર પર એક સંગ્રામ શરૂ થઈ ચૂક્યો હતો.

ત્યારે વસિષ્ઠે આર્ય રાજાઓનાં સિંહાસનો સ્થાપવા માંડીને આર્યની જીવનઘટનાને ઘડવા માંડી હતી. ત્યારે વસિષ્ઠના જ ભાઈ અગસ્ત્યે, ઉત્તરપથ અને દક્ષિણપથ વચ્ચે આર્ય અનાર્યનો સહકાર બાંધવા, ભારતીય જીવનના ભેદ વચ્ચે સેતુબંધ બાંધવાની સફરો શરૂ કરી દીધી હતી, અને ત્યારે જ ભારતભૂમિ પરના જીવનનું મૂલ્ય સહચારનું બનાવીને વિશ્વમિત્રે સરસ્વતીના કિનારા પર પ્રકાશને જ પ્રણામ કરવાની વિચારણા અને વ્યવહારને માટે મરી ફિટવાનો નિરધાર જાહેર કર્યો હતો

ત્યારે તેથી જ વસિષ્ઠનો અનાદર કરીને લોપા અગસ્ત્યને વરી ચૂકી હતી સ્ત્રીઓ અને દાસને ભણવાની જરૂર નથી એવી વસિષ્ઠની આજ્ઞાનો પડકાર કરવા વચકનુ રૂષિની દિકરી, જનકકુલના રાજા દેવરાતિના દરબારમાં યાજ્ઞવલ્કય સાથે વાત કરવા આવી પહોંચી હતી. વાચકનવી નામે ઓળખાતી આ ભારતીય દિકરીનું નામ ગાર્ગી હતું.



રાજાઓના પુરોહિત બનવા માંડેલા બ્રાહ્મણોમાં યાજ્ઞવલ્કય સૌથી મોખરે હતા. જ્ઞાનનું નામ ત્યારે બ્રહ્મ પડી ગયું હતું. બ્રહ્મમાં નિષ્ઠ એવા યાજ્ઞવલ્કયને અશ્વલે પૂછ્યું "તમે જ બ્રહ્મનિષ્ઠ છો એટલે શું!"

આ રીતે રાજાઓનાં સિંહાસનના ટેકા બનતા બ્રહ્મણ પ્રધાનોનો જ્ઞાનનો ઈજારો પડકાર પામ્યો. આ વાતચીતમાં જુવાનોનો બળવો દેખાતો હતો. આર્ય જુવાનો મોટેરાઓ સાથે પણ વાત કરવા માગતા હતા. અશ્વલે વાત શરૂ કરી અને પછી ધારદાર પ્રજ્ઞા જેવી ગાર્ગીની વાણી પડકાર કરતી પૂછતી, સંભળાઈ.

"હે યાજ્ઞવલ્કય, વિશ્વમાં જે કંઇ છે તે બધું પાણીમાંથી ઓતપ્રોત છે અથવા પાણીમાંથી જ તાણાવાણાની પેઠે

વણાયલું છે, તે વાતનો આપ સ્વીકાર કરો છો ?" અને યાજ્ઞવલ્કયે, પદાર્થના પાયાનો નકાર કરવા કહ્યું, "પણ પાણીનો પાયો વાયુ છે, વાયુનું મૂળ અંતરિક્ષ છે, અંતરિક્ષનું મૂળ ગંધર્વ છે, ગંધર્વનું મૂળ સૂર્ય છે અને સૌનું મૂળ બ્રહ્મ છે."

"હું જગતની રચના વિષે જાણવા માગું છું. બ્રહ્મ શામાં ઓતપ્રોત છે ?" અને ગાર્ગીના સવાલથી ચિડાઈ ગએલા બ્રાહ્મણ બોલ્યા, "અતિ પ્રશ્ન કરનારી, તારા ધડ પરથી તારું માથું ન પડે તેનો ખ્યાલ કર્યો છે તેં !"

એ પ્રમાણે રાજસિંહાસનનો ટેકો બનેલા બ્રાહ્મણે, ગાર્ગીને ધમકી આપી.

"અતિ પ્રશ્ન કોને કહેવાય ?" અરૂણનો પુત્ર ઉદ્દાલક ઉભો થઈ ગયો. અને ગાર્ગીનો અવાજ પાછો ગાજી ઉઠયો, "બ્રહ્મના રૂપ વિષે વાત કરશો, યાજ્ઞવલ્કય ?"

પછી યાજ્ઞવલ્કયે બ્રહ્મના રૂપનું વર્ણન કરવા માંડયું. પણ ગાર્ગીએ વચમાં પૂછયું, "આ જગતની રચના કેવી છે, અને આખા બ્રહ્માંડના તાણાવાણા વણનાર, તત્ત્વ પદાર્થનું શું રૂપ છે, તે મારે તો જાણવું હતું."

બ્રહ્મમાં આવું, જ્ઞાન હતું નહીં, પણ ભારત ભોમ પર એ અતી પ્રાચીન જમાનામાં જ આ સવાલ જવાબ માગતો શરૂ થઈ ગયો.

ત્યારે ઉભો થએલો આ સવાલ, હવે ઇ. સ. પહેલાં પાંચસો વરસ પર ભારતના બાંધવરાષ્ટ્ર ચીનમાં પણ ચર્ચાવા માંડયો હતો. તથાગતે ભારતીય ભોમ પર પ્રકટાવેલી જ્ઞાનની રોશનીને ચીન દેશ પણ પોતાની બનાવતો હતો.

તથા, ઈસાને જન્મવાને હજુ તો બસો વરસનો વાર હતી ત્યારે ચીનના બાદશાહ વુ-ટીના જમાનામાં શીઆહુંગ



નામનો ખગોળશાસ્ત્રી ગ્રહનક્ષત્રોની રચના સમજવા અને બ્રહ્માંડના તાણાવાણામાં પૃથ્વીનું સ્થાન નક્કી કરવા ખગોળ-શાસ્ત્રનાં અનેક સાધનો તૈયાર કરતો હતો.

# ૫. જ્ઞાનનું ગણિતશાસ્ત્ર

ઈસુને જન્મવાને પાંચસોને બાવીસ વરસની વાર હતી. ત્યારે મીલેટસથી દૂર નહીં એવા સેમોસ નામના એક ગ્રીક ટાપુમાં નેસારચસને ઘેર પાયથાગોરાસનો જન્મ થયો.

ગ્રીસ પર અધિકાર ભોગવતાં દેવદેવીઓની મુર્તિઓ તો અહીં સેમોસમાં પણ હતી પરન્તુ ગ્રીક માનવો પરનો તેમનો અધિકાર અહીં ઢીલો પડતો જતો હતો અને તેને બદલે જેમની પાસે સોનાચાંદીના ગોળ સિક્કાઓ વધારે હોય તેમનો અધિકાર જોરદાર બનતો હતો. આ સિક્કાઓ હવે અરસપરસની આપલેમાં ફરવા માંડયા હતા, અને જેમની પાસે આ ધનદોલત હોય તેમને દેવદેવીઓ પર વધારે આધાર રાખવો પડતો નહોતો.



એ ધનદોલતના અધિકારને ઘડતો હોય તેવો પોલીક્રેટસ, ગુલામો પાને જહાજો બધાવતો હતો અને શ્રીમંતોને ત્યાં વેચવા માટે આનંદ ઉપભોગની સુદર વસ્તુઓ બનાવતો હતો. જાહાજો ચલાવી શકે તેવા નાવિકો પણ હવે એણે ઘડવા માંડયા હતા અને એ નાવિકોથી હંકારાતાં એનાં જહાજો એકથી બીજા ટાપુ પર ભટકતાં હતાં તથા જે ટાપુ પર એનાં જહાજ લંગારાતાં તે ટાપુ પર લૂંટ ચાલતી હતી

અને ગુલામોને પકડીને જહાજોમાં બાંધીને લાવવામાં આવતાં હતાં. એ રીતે પોલીક્રેટસ ધનદોલતના ઢગલા બનાવતો, પોતાનો અધિકાર પણ ઘડતો હતો.

પોલીક્રેટસનો અધિકાર ખૂદ ગ્રીસ પર પણ જાલીમ બનતો હતો તે અરસામાં નેસાચરસને ત્યાં જન્મેલો દિકરો અગીઆર વરસનો થયો હતો અને તેને ભણાવવા નેસારચસે, થોડાક ગ્રીક પંડિતોને પોતાના દિકરાને ભણાવવાની નિશાળ ચલાવવા નોકરીએ રાખ્યા હતા.

પણ પેલા પાયથાગોરાસ નામના નિશાળીયાને તો, જોતજોતામાં ઘરશાળા ટુંકી પડી. પંડિતોનું જ્ઞાન એ ઘડીકમાં શિખી ગયો અને પંડિતાઇને મૂંઝવે તેમ પૂછવા લાગ્યો, "પણ પછી શું ?"

પંડિતો બિચારા ઉંચે આકાશ તરફ નજર નાખતા, અને કહેતા હતા, "ઓલીમપસ પર આપણાં દેવદેવીઓ વસે છે, તેમનેય ખબર નથી તેની તો !"

અઢાર વરસનો જુવાન ઓલીમપસ પર ચઢવાને બદલે દુનિયાને દેખવા જવા, અને જ્યાં મળે ત્યાંથી જ્ઞાનને શિખી લાવવા તૈયાર થયો. પંડિતો હવે નેસારચસની ઘરશાળા છોડીને પોતાને ઘેર ગયા હતા અને આ નિશાળીયો, બાપાને કહેતો હતો કે, "મારે દુનિયાને દેખવી છે, તે વિના જ્ઞાન ઘેર બેઠાં મળી શકશેજ નહીં."

"આજ સુધી તો મળ્યું છે." બાપા ચિંતાથી કહેતા હતા.

"પરદેશના રઝળપાટ ? માન ને માંડી વાળ બેટા."

"મારે દૂર દૂરના દેશો જોવાજ છે." પાયથાગોરાસના

શબ્દોમાં ન ફેરવી શકાય તેવો નિશ્ચય ઘૂંટાઈ રહ્યો.

પછી એકવાર નેસારચસનું આખું ઘર મધરાતથી તળે ઉપર થતું હતું. ગુલામો સામાન તૈયાર કરતા હતા. પાયથાગોરાસની બા ને બાપા ઉદાસ મોઢું કરીને બેઠાં હતાં, કારણ કે એમનો એકનો એક દીકરો જક્કી બનીને જીવનું જોખમ વહોરતો હતો.

અઢાર વરસનો પાયથાગોરાસ દુનિયા દેખવાની મુસાફરી કરવા તૈયાર થતો હતો. થોડી જ વારમાં શિયો ને સીધા સોટા જેવો જુવાન એનું ઘર છોડીને જ્ઞાનની શોધમાં જતો હતો. એના આખા ચહેરા પર જોવાની ને જાણવાની આતુરતા ફરી વળી હતી. એની આંખોમાં નવી તાજગી ને તનમનાટની મસ્તી મચી હતી. એનું કરચલિઓવાળું મોટું કપાળ કેટલીએ આશાઓ અને આદર્શોથી ચળકી ઊઠયું હતું. એણે ચિંતા ને બીક વિનાના મુખે માબાપની રજા માગી.

એ રીતે નેસારચસનો દીકરો પૂર્વના દેશો દેખવા માટે ચાલી નીકળ્યો.

એ બેબીલોન પહોંચ્યો. એ બેબીલોનના ડાહ્યાઓના પગ પાસે બેઠો તથા સંભળાય તેટલું સાંભળ્યું. એને બેબીલોનની સંસ્કૃતિ પાસે ગ્રીક લોક જ ભલી લાગ્યા. પણ



એને જોઈતું હતું તે ત્યાંપણ મળ્યું નહિ એને ઇચ્છા હતી

તેવી શાંતિ બેબીલોનના ડાહ્યાઓની વાતચીતમાંથી સાંપડી નહિ. એ પ્રણામ કરીને ઊઠયો અને આગળ ચાલ્યો. એને ભારતવર્ષ એની ભવ્યતાથી લલચાવતો હતો.

એ ભારતદેશમાં પેઠો. એ આર્યોની ભારતભૂમિમાં પાટલીપુત્રથી કાશી સુધી ઘૂમી વળ્યો. એની સામે સૈકાઓનું શાણપણ પથરાતું લાગ્યું. એને જ્ઞાન જડયું, વિજ્ઞાન જડયું. એને ચિંતનનો સાર દેખાયો. એને એક બીજું જડયું તે એના જીવન સાથે જડાઈ રહ્યું, એને બુદ્ધ જડયો.

એણે એક દિવસે ફરીવાર ગ્રીસની જમીન પર પગ મૂકયો. નેસારચસ બેઠો હતો, ત્યાંથી ઊભો થઇ ગયો. વૃદ્ધ માબાપે દિકરાને પગથી માથા સુધી નિહાળ્યો. જગતની નિશાળમાં ભણીને જાણે એણે કાયા પલટી નાખી હતી. માતપિતા, આ તેપન વરસની ઉંમરના દિકરાનો નવો જન્મ માણવા જેટલા આનંદથી ઊભરાયાં.

પાયથાગોરાસે જ્ઞાનની ઉપાસના કરવા માટે એકાંત ઘરમાં એકાંત જીવન શરૂ કર્યું.

પણ જોતજોતમાં આખા ગ્રીસને ખબર પડી ગઈ કે ગ્રીસ પર એક રૂષિ જીવે છે, જે બધું જ જાણે છે. કેટલાક કહેતા હતા કે, પત્થરનું કારખાનું ચલાવનાર નેસારચસનો એ દિકરો જ નથી પણ એને હરમીસે અને એપોલોએ જણ્યો છે. એટલે એ અરધો દેવ છે, અરધો માણસ છે, તથા દેવતાઓ સાથે વાતો કરે છે. વહાણમાં બેસીને એ ઘણાં વરસો સુધી અલોપ થઇ ગયો હતો ત્યારે પૂર્વમાં પાતાળમાં પેસી ગયો હતો.

લોકવાયકા પર વિહરતા આ વૃદ્ધ બનેલા ગ્રીકનાં દર્શન કરવા મોટા ઉમરાવોનાં છોકરાં આવવા લાગ્યાં અને તેમના કાનમાં એણે મંત્ર ફૂંકવા માંડયા કે, "આખી દુનિયાનું સત્ય, એક, એકડો છે. આખા જગતની ક્રિયા એકડાના જ બનેલા આંકડાઓની અસંખ્ય ગણતરીઓ પ્રમાણે ચાલે છે."

આ ગુપ્ત જ્ઞાનની વાતો ઘેરઘેર ફેલાઇ ગઈ. ગ્રીસ પર, ધનદોલતના ઢગલાઓમાંથી અધિકાર જમાવી પડેલા પોલીક્રેટ્સે આ અવધૂતની તપાસ કરવા માટે જાસુસો મોકલ્યા.

એકવાર જાલીમ પોલીક્રેટ્સ વિષેનો પોતાનો અભિપ્રાય, આ વૃદ્ધ પોતાના શિષ્યોના કાનમાં કહેતો હતો કે, "પોલીક્રેટ્સ જાલીમ છે. સેમોસમાં મારાથી હવે રહેવાશે નહીં."

એક મધરાતે પાયથાગોરાસ સેમોસમાંથી ચૂપચાપ ચાલી નીકળ્યો અને ઇટાલીમાં ક્રોટોના નામના, દરિયા કિનારાના એક શહેરમાં પહોંચી ગયો.

અહીં પણ પાયથાગોરાસનું રહેઠાણ રોમન ઉમરાવોનાં દિકરાદિકરીઓથી ગૂંજી ઉઠયું. અહીં પણ એણે મંત્ર જેવું જ્ઞાન દેવા માંડયું કે:

"તમારી ચારે બાજુ નજર નાખો. આખા જગતમાં સખ્ત અને અફર એવી વ્યવસ્થા છે. એ વ્યવસ્થા એક એકડાનાં અનેક રૂપો જેવી ગોઠવાઇ છે. એ ગોઠવણીમાં એકતાનતા છે. એ એકતાનતાનાં ગણિતની સંખ્યાનાં અસંખ્ય માપ હોય છે."

આ જ્ઞાનનો પદાર્થપાઠ આપવા માટે એક લાકડાના પાટીયા પર એણે જુદા જુદા દોરનાં લાંબાં ટૂંકાં માપ કરવાથી અવાજનું ઓછાવત્તાપણું બતાવ્યું, અને કહ્યું, આ સત્ય સમજાય તો, અવાજનાં, સંગીતનાં યંત્રો બની શકે. પછી એણે એક મોટી પાટ પર ધૂળ નાખીને બે સરખી બાજુઓને ત્રીજી બાજુથી જોડનો ત્રિકોણ બનાવ્યો તથા તેની બે બાજુઓને માપીને, ત્રીજી બાજુનું માપ કેવી રીતે કાઢી શકાય તે સમજાવ્યું.

જ્ઞાનની આ નિશાળના પદાર્થપાઠોમાં સંખ્યાઓ માપ, તથા લીટીઓનો અભ્યાસક્રમ બન્યો તથા જગતમાં અનંત એવી વ્યવસ્થા અને એકતાનતા છે, તે સાબીત થયું.

પણ રોમનો જાલીમ જીવનવ્યવહાર, જાણે આ વૃદ્ધ શિક્ષકના શિક્ષણની ઠેકડી કરતો હોય તેમ અ ઘેર જેવો એકબીજા સાથે લડતો હતો. એ વ્યવહાર ગુલામ બનેલાં માનવો પર સંગીત જેવો નહીં પણ જીવલેણ ચિત્કાર કરતો તૂટી પડતો હતો. મીલોનની આગેવાની નીચે ઇટાલીનાં આવાં માલીક માનવીઓ પોતાની કાયામાં હરક્યુલીસ જેવા લોખંડી સ્નાયુઓજ જડતાં હતાં તથા પોતાની વૃષભ જેવી ખાંધ પરના માથામાં ચિંતનના વિવેકને પેસવા જ દેતાં નહોતાં.

છતાં એમને પાયથાગોરાસની વાત ગળે ઉતરી ગઈ. એમણે પાયથાગોરાસને દેવ કહીને તેણે આપેલા શિક્ષણના મંત્રો બનાવ્યા. શિસ્ત, વ્યવસ્થા, કાયદો, આજ્ઞાધારકતા, એવા બધા મંત્રો બનાવીને તેમણે ગુલામ માનવતાનાં અંગેઅંગ-જકડી નાખનારી શૃંખલાઓ ઘડવા માંડી.

ત્યારે નિસ્તેજ નજર નાખતો, જ્ઞાનનો વૃદ્ધ પિતા, એકતાનતાને ઝંખતો જીવનનું અવલોકન કરતો ઝૂરતો હતો. ત્યારે હીપાસને પાયથાગોરાસની ભૂલ સમજાતી હતી અને એ કહેતો હતો કે, આંકડાની વાતમાં જ જ્ઞાન પૂરું થતું નથી પરન્તુ........

એ પોતાનું વાકય પુરૂં કરે ત્યાં તો એને નાસી જવાની ફરજ પડતી હતી. પાયથાગોરાસ પણ ભાગી ગયો હતો. આ બંન્ને ગુરૂઓ ગુમ થયા પછી તેમનાં જુવાન શિષ્યોનાં ગુપ્ત મિલનો પર મીલોનના જાસુસો તૂટી પડતા હતા. પાયથાગોરાસે કહેલી એકતાનતાને બદલે, અંધેરનો કલહ વ્યવસ્થાને ઠોકર મારતો ફૂંકાતો હતો

## ૬. પાસિફિકનું બહુદ્વીપમંડળ —પોલેનેશિયા

વિંધ્ય ઉંચો હતો કે અગત્સ્ય ! અગોચરે અગત્સ્ય નામના આર્યમાનવને સવાલ પૂછ્યો અને એણે વિંધ્યના સૌથી ઉંચા શિખર પર ઉભા રહીને માનવીની, કુદરત કરતાં આઠવેંત જેટલી અદકી ઉંચાઇને સાબીત કરી દીધી.

ઉછળતા મહાસાગરને પણ એણે એજ જવાબ દીધો. સાગરને પાર કરીને એણે જાણે મહાસાગરને અંજલિમાં શમાવી દઈને તેનું પાન કર્યું. એથી માનવી વધારે મહાન બન્યો, અને સાગર વધારે મોટો મહાસાગર બન્યો.

એ વાતને હવે ઘણાં વરસો વહી ગયાં હતાં. હવે તો પૂર્વની દુનિયામાં દાસોએ પણ માનવતાના નામમાં સમાન બનવાનો જીવનકલહ શરૂ કરી દીધો હતો. હવે સ્પારટેકસના મરણને એકસો વરસ વહી ગયા પછી જન્મ પામેલા ઈસાની છસો સાલ વહી જવા આવી હતી હવે સાગર પર ત્યારે હતાં તેવાં હોડકાંને બદલે મોટાં જહાજો આખી દુનિયાના સાગર પર વેપાર કરતાં ફરવા માંડયાં હતાં. પેલા મહાન

નાવિક અગસ્ત્યનું સ્મારક એકલું અહીં, સિંહલના કિનારા તરફ દેખતું, શિલામાં કોતરાયલું ઉભું હતું.

કેવી ભવ્ય, ધારદાર અને પ્રગતિનો પગ ઉપાડતી, અગસ્ત્યની પ્રભા અહીં પ્રતિમા બનીને, થાકયા વિના, પલકારો પણ માર્યા વિના સાગર પર દેખ્યા કરતી હતી!

પણ આ સાગરના કિનારાઓ પર હજારો વરસોથી વસેલો નાવિકોનો સંઘમાનવ આજે દાસ જેવો બની ગયો હતો. એ શુદ્રોનો હવે ધિક્કાર થતો હતો.



• તથાગતની આણ વરતાવીને અશોકે રોપેલો સ્તંભ પણ અહીંથી ઉખાડી નાખવામાં આવ્યો હતો. એકલી અટૂલી ઉભેલી પત્થરના ખડકમાં કોતરાયલી અગસ્ત્યની પ્રતિમા પાસે કોઈ કોઈવાર પિડીત સાગર માનવોનો સંઘ પોતાની ફરિયાદ કરતો હતો.

પણ સમુદ્રગુપ્તની આણ હવે અહીં પણ જીવલેણ બનીને વિફરી ઉઠી હતી. વિક્રમની દિવાળીના દીવા અહીંનો અંધકાર ઓછો કરી શકતા નહોતા. આખા ભારતની કમનસીબ ધરતી પર સંઘમાનવ ગુલામ બનતો હતો. અશ્વમેધ અને નરમેધની બદબો ખદબદતી હતી તથાગતનો પ્રેમધર્મ દંડાવા માંડયો હતો. બ્રાહ્મણો અને ક્ષત્રિયો, ખોપરીઓની માળા પહેરેલા શિવ અને લોહીથી ટપકયા કરતી લચી

પહેલી જીભવાળી શક્તિની પૂજા કરતા હતા. સ્ત્રીઓને જીવતી સળગાવવામાં આવતી હતી તથા શુદ્રોનાં જીવનને કારાગાર જેવા જીવનમાં જકડી દેવામાં આવ્યાં હતાં



અહીંનો આખો સાગર કિનારો, પેલી પૈશાચિક પૂજાવાળા, જગન્નાથની રથયાત્રાથી હચમચી ઉઠયો હતો. એ રથ નીચે અહીંનાં સંઘ-માનવોને કચડીને મારી નાંખવામાં આવતાં હતાં.



ત્યારે આ સાગર કિનારાઓના માનવસંઘો ખળભળી ઉઠયા. આજસુધી સાગરનાં પાણી પર જેમણે હિલોળા લીધા હતા, તે માનવોનો આખો સંસાર આ જીવનઘટનાના સંહારમાંથી બચી જવા મહાસાગરને ખોળે નીકળી જવાનો નિરધાર ઘડતો હતો.

"સાગરને ટપીને પેલેપાર જ્યાં જવા પછીની સીધી લીટીમાં અનેક દ્વીપોનું સ્વર્ગ જામ્યું હતું ત્યાં જહાજોમાં બેસીને પહોંચી જવું અથવા રસ્તામાં જ મહાસાગરમાં શમી

જવું, " એવો નિરધાર સાગર કિનારા પરની નાવિક માનવતાએ ઘડી દીધો.

અનંત મહાસાગર એમણે દીઠો હતો. જાવા અને સુમાત્રાથી દૂર એ ઘણીવાર ગયા હતા. આજે તેથી પણ દૂર અનંત મહાસાગરની બહુદ્વીપ માળ પર પહોંચી જઈને પોતાનો નવો સંસાર શરૂ કરવા ભારતનો નાવિક માનવ તૈયાર થવા માંડયો.

બધાં જહાજો, ખડકોની અંદર જમા થવા લાગ્યાં. પુરૂષો, સ્ત્રીઓ, બાળકો, ઘરવખરી બધું જ પેલાં જહાજોમાં સીંચાવા માંડયું. અહીંના જીવનની જુલ્મી ઘટનાનો અધિકાર તેમને રોકી પાડે તે પહેલાં, એક રાતે સંઘમાનવના સંસારો જહાજોમાં ગોઠવાયા અને એક પછી એક શઢ ખેંચાયા અને, પેલા અનંત મહાસાગર તરફ દોડતાં જહાજો, અનંત આકાશમાંથી હસી ઉઠેલા તારાઓની સાક્ષીએ, મહાસાગર પર કૂદી ઉઠયાં.

ભગવાન તથાગતનો, સંઘમાનવનો સહચાર ધર્મ, આર્ય–અનાર્યની બંધુતામાં ઘડાઈને, માનવરૂપની હિંમત ધરીને અગોચરની યાત્રાએ નીકળ્યો. જીવનનો વ્યવહાર આ માનવોમાં આપભોગની તાલાવેલી જગાડીને તેમનાં જહાજોને અનંત સાગરમાં ( પાસીફિક મહાસાગર ) ધકેલતો હતો.

ભારતની માનવતાને આર્ય અનાર્યનો એક રંગ, જીવન એકતાની ઐક્યની સફરે મોકલતો હતો ત્યારે તેમને વિદાય દેનાર કોઈ હતું નહીં. ત્યારે તેમના સમયનો આંક નોંધવાની કોઈ ઇતિહાસકારને પરવા નહોતી. આ અણનમ માનવતા, અગણિત તારાઓની શાખ રાખીને એકલી નીકળી પડી.

એના સાથમાં માનવતાનો સહચાર હતો. સાહસ કરવાની આખરી તમન્ના હતી. માનવીના સંસાર પર ઉંચ-નીચની કરવતી ચલાવનાર જાલીમ વ્યવહારથી દૂર દૂર ભાગી જવાનો આનંદ હતો અને અનંત સાગરની બહુદ્વીપ માળ પરના સ્વર્ગ જેવા વસવાટનાં સ્વપ્નોનો ઉલ્લાસ હતો.

આ માનવતાએ જીવનવ્યવહારની અતિ પ્રાચીન ઘટના, જેમાં આર્યો પણ આવ્યા નહોતા, ત્યારે જહાજો બનાવવા માંડયાં હતાં કિલ્લાઓ ચણવા માંડયા હતા અને જ્યારે ગ્રીક દેશને તરવાર ઘડતાં કે દિવાલ ચણતાં પણ આવડતું નહોતું ત્યારે સફરી જહાજના નાવિકો નિપજાવી બતાવ્યા હતા.

એ વારસો લઈને, સાગર માનવોનો ભારતીય સંઘ, અનંતને આરે આવેલા બહુદ્વીપ મંડળનું નિશાન તાકતો હતો. જીવનના આ નિશાનને પવન દેવતા હાંકતો હતો. તારાઓ આ નિશાનને આગળ ને આગળ વધવાની આંખ અને આંક દેતા હતા અને આંક દોરી આપતા, સાગરના દિવસ પછી રાતના સાગરીનો બનતા, અનંત બહુદ્વીપમંડળનો રસ્તો દાખવતા હતા.



આપભોગની અવધિ માગતાં, માનવી હિંમતની કસોટી કરતાં, ભૂખ, ટાઢ, તાપ, અને વેદનાની વિકટતાથી ઉભરાતાં, અનેક દિવસ રાત વહેવા માંડયાં, અને આ મહા-માનવોનો સાગર સંઘ હાલીકી (જાવા અથવા જાવી) થી



પણ નીકળી ચૂકયો. અહીંના સંસ્થાને એમને વિદાય દીધી ત્યારે જાવામાં હજુ તથાગતનો સંસ્કાર જીવતો હતો

આ મહામાનવોનાં જહાજોની એક કતાર બની અને



આગળ ચાલી. દરેક જહાજ એક બીજાને દેખી શકે તેટલા અંતરે રહીને આગળ વધવા માંડયું. એક માઇલ જેટલું આ અંતર, એકવીસ જહાજની એકવીસ માઇલ જેટલી સડકને અનંત સાગર પર જીવતી બનાવી દઈને એકવીસ માઇલ પરનાં પાણી પર આણ વરતાવતી ભારતીય સાગર વણઝાર આગળ વધી. સૌથી આગળના જહાજે પોતાના અવલોકનનું નિશાન, એકમેકને આપીને એકવીસમા માઇલ સુધી મોકલવા માંડયું. એકવીસ જહાજનો માનવસંસાર એક બનીને આગળને આગળ વધ્યા કર્યો.

અનંત સાગર પરની આ વણઝારે આકાશને ભોમીયો બનાવીને, તારાઓની સલાહ લઈને, ઉગતા સૂરજનું એંધાણ રાખીને મુકામનો રાહ સાચવ્યો. આ રાહ પર અનેક શઢોમાં ઉભરાતા પવને તેમને પોતાની ઝડપ પર ઝૂલાવ્યાં. સાગરના સંઘમાનવનો ભારતીય



સંસાર, પોતાનું નુતન ઘર શોધતો આગળને આગળ વધ્યો.

વરસો વીતી ગયા પછી ડુંગરાની ટોચો દેખાવા માંડી,



ઝાડના ઝૂંડ દેખાયા, અને અનંત સાગરની વચ્ચેના દ્વીપોનું મંડળ હાથ લાગ્યું. અહીં ધરતીએ આ હજારો માનવો માટે લીલોતરી લચી રાખી હતી. કલકલ કરતાં ઝરણાં એમને આવકારતાં હતાં. પશુપંખીઓના કિલ્લોલ એમને આવકારતા હતા. અહીંની કુદરતમાં બધું હતું, એકલું માનવી હતું નહીં. કુદરતને ખોળે ઉતરીને આ માનવોએ એક પછી બીજા દ્વીપ પર ઘર માંડીને, જેવો આકાશમાં હતો તેવો દીવો ધરતી પરના ઘરમાં સળગાવ્યો. અનંત સાગર પરની દીપકમાળથી દ્વીપમંડળ પ્રકાશી ઉઠયું.

પછી ગ્રીક ખલાસીઓએ આ દ્વીપમંડળનું નામ બહુ-દ્વીપમંડળ અથવા "પોલેનેશીયા" પાડયું.

આજે આ પોલેનેશિયન દ્વીપમંડળ એશિયાઈ ભૂમિ સાથે બે દ્વીપસેતુઓથી જોડાયલું છે ઉત્તર તરફનો દ્વીપ સેતુ માઈક્રોનેશિયા કહેવાય છે કારણકે એ ટાપુઓ ખૂબ નાના છે, અને તે ગુઆમની દક્ષિણેથી શરૂ. થાય છે તથા બીલકુલ દક્ષિણનું દ્વીપમંડળ લેડ્રોન્સ અથવા મેરીઆનાસના નામથી ઓળખાય છે. આ મેક્રોનેશીયન દ્વીપસેતુ દક્ષિણ

તરફ લેગુન્સ ટાપુઓને અડે છે. ત્યાં આગળથી મેક્રોનેશિયન દ્વીપસેતુ પ્રશાન્ત સાગરના મોટા દ્વીપમંડળને અડે છે. આ દ્વીપમંડળ પોલેનેશિયા છે. ત્યાંથી દૂર દક્ષિણમાં મેલેનેશિયા ટાપુની બીજી દ્વીપસેતુ હરોળ પણ આવેલી છે.

આ પોલેનેશિયન ટાપુઓ પર, ત્યારે જ્યારે યુરોપ પર અંધકાર હતો ત્યારે ભારતીય સંસ્કારનો સંઘમાનવ દીપમાળા પ્રકટાવતો હતો અને જાણે કંઈ જ બન્યું ન હોય તેમ ચૂપચાપ, અદ્ભુત જેવી સફર કરીને આ બહુદ્વીપમંડળ પર નવું ઘર માંડતો હતો.

પછી સૈકાઓ વીતી ગયા અને બધી સગવડોથી ભરેલાં જહાજો લઈને ગોરા માનવો જગત જીતતા ત્યાં સાહસિકો બનીને આવી પહોંચ્યા ત્યારે પેલા ભવ્ય ઈતિહાસની રેખાઓ આ ભૂમિ પર દટાવા માંડી હતી.

જગત આ કુક, ટાસમેન અને મેગેલનથી પણ અદકા એવા નાવિકવીરોને ભૂલી ગયું હતું, અને સાહસિકોની કથાઓમાં આ શોધક માનવસંઘના નૌકાવિજ્ઞાનના ભવ્ય પ્રયોગનો ઉલ્લેખ પણ કરતું નહોતું.

એવું બહુદ્વીપમંડળનું જીવનનું એકમ વહાણવટાનો પહેલો પાઠ ત્યારના જગતને શિખવતું પોતાનાં જહાજો લઈને માઈક્રોનેશિયન અને મેલેનેસીયન દ્વીપસેતુઓ સાથે જીવન-વ્યવહારને જોડતું હતું. અનંત મહાસાગરની એ દુનિયાનું



પોતાના સીધા સાદા જીવનની નિકાસ જેવી વાંસળીઓ ભેટ ધરી. પોલેનેશિયાની માનવતાએ માનવમાનવ વચ્ચેના પ્રેમના પ્રતિક તરીકે, બંસરીને અપનાવી હતી. ગોરા માનવો શાંતિ અને પ્રણયની આ વસ્તુને દેખીને તેને પ્રાથમિક ગણીને હસ્યા અને શિકારના નશામાં તેને વગાડી જોવા લાગ્યા.

અને અનંત મહાસાગરને તેમણે એક દ્વીપથી બીજે દ્વીપ જઈને નકશા પર ચઢાવ્યો. આ મહાસાગરના રસ્તાઓ નક્કી થવા લાગ્યા. જોતજોતામાં તો ત્યાં મેગેલન પણ આવી પહોંચ્યો અને આ મહાસાગરને એણે પ્રશાન્ત સાગર કહ્યો.+

પણ મેગેલનને ક્યાં ખબર હતી કે, જે જગતના શાહીવાદી અધિકારના શોધક તરીકે એ આવ્યો છે, તે જગતનો એ અધિકાર આ પ્રશાન્ત મહાસાગરનું નામ ખોટું પાડી દેશે અને હાઈડ્રોજન બોંબના, માનવસંહારના ધડાકા કરીને આ પ્રશાન્તને, શાંતિ નહિ પણ યુદ્ધના મહાસાગર* તરીકે જાહેર કરશે.

+ Mare Pacifico *Mare Bellicoso

# ૭. ત્રણ મહાન મુસાફરો

ઈ. સ. ૧૨૬૦ના મહાન વરસમાં, વેનીસ નગરના નીકોલો અને મેફીયો નામના બે વેપારીઓ કોનસ્ટેન્ટીનોપલ સાથે વેપાર કરતા હતા. નીકોલો પરણેલો હતો અને તેને છ વરસનો એક મારકોપોલો નામનો દિકરો હતો. દિકરાને ઘેર મૂકીને બંન્ને ભાઈઓ, કોનસ્ટેન્ટીનોપલથી સાહસ કરીને ક્રીમીયા પહોંચી ગયા. ત્યાંથી તેઓ



નીપર નદીના કિનારા પર રાજ કરતા બરકાખાનના દરબારમાં ગયા અને ત્યાંથી, વોલ્ગા નદીના કિનારા પર થઈને બંન્ને ભાઈઓ, પોલો ભાઈઓ ચીનના પાટનગર પેકીંગમાં પહોંચ્યા.

યુરોપથી આવેલા પેલા બે મુસાફરો, ખાનની મુલાકાત માટે રજા માગતા બહાર રાહ જોતા ઉભા.

'એક નીકોલો–પોલો, અને બીજો મેથ્યુ–પોલો. બન્ને વેનીસના વેપારી મહાજનના આડતિયા ચીનના દરબારમાં આવી પહોંચ્યા અને પછી કુબલાઈખાને પેલાં બંને પ્રાણીઓને ધારી ધારીને જોયાં.

ખાને એ બંને સાથે વેપારની વાતો કરી અને વેપારી વાતોમાં એ બંને ઘણા પાવરધા દેખાયા. પછી તેમની સાથે રાજકારણ અને ધર્મની વાતો ચાલી.

નામ હતું પ્રશાન્ત મહાસાગર પડ્યું નહોતું. એ દુનિયાનો વિસ્તાર એશિયાના પૂર્વ કિનારાઓથી પશ્ચિમ અમેરિકાના કિનારાઓ સુધીનો અનેક દ્વીપમંડળોથી છવાયલો હતો. એકલું ફીલીપાઈન્સ નામનું દ્વીપમંડળ જ સાત હજાર જેટલા નાના મોટા દ્વીપોનું હતું. એ અનંત સાગરની દુનિયાના મધ્યમાં પોલેનેશિયાનું દ્વીપમંડળ બહુદ્વીપમંડળ (પોલસ–નીસસ) હતું.

અહીં એકવાર યુરોપનાં ગોરાં જહાજ આવી પહોંચ્યાં. પોલેનેશિયન સંસ્કૃતિને ભારીને પડેલી ધરતી પર સાહસિકોના પગ પડયા. શિલ્પના ઈતિહાસ જેવી અજોડ એવી આકૃતિઓ આ આવનારાઓની નજરે પડી એ આકૃતિઓ પત્થરની પ્રચંડ પ્રતિમાઓ



હતી. પાસિફિકના અનંત અવકાશ પર એમની આંખો દેખી રહી હતી. પચાસ ટનના વજનવાળી આ પ્રતિમાઓ, નહીં દેખતી નજરથી અનંતકાળનાં અનંત વેરાનનો કોલ હલ કરી મૂકતી પેલા ગોરાઓને કંપાવી નાખતી જાણે પૂછતી હતી, “સવાલનો જવાબ આપો છો કે વિનાશ પામો છો!”

આ સાહસિકો માથું ખંજવાળતા આ દેખાવથી ડરતા હતા.



જવાબ દેવા જેવું કશું મૂલ્ય એમણે સંઘર્યું નહોતું. પોતાની નજર સામે કાળની નોબત જેવી કોઈ પ્રચંડ પ્રતિમાને શિલામાંથી નીકળી આવેલી દેખી રહેતા એ સાહસિકોનાં જીવનમાં તો એક જ થડકાર હજુ ઉઠયો હતો. એ થડકાર સોનાની લૂંટનો હતો, દોવતનો હતો, શોષણના સિતમ કરીને આનંદ લૂંટવાનો હતો. આ પ્રતિમાઓને પિછાણવાનો એમનો મનોભાવ નહોતો

જાણે એ સવાલ હતો જ નહિ એ પ્રતિમાઓ હતી જ નહી, જાણે પોતા વિના કોઈ હતું જ નહી અથવા જે કંઇ હતું તે ગોરા માનવની દોલત હતું, એવું હવામાન પાસિફિકના ટાપુઓ પર ફરી વંટ્યું. પોલેનેશિયા તેમાંથી બચ્યો નહીં અને એ ટાપુઓ પર ગોરો માનવ જહાજ લઈને લાંગર્યો.

બહુદ્વીપમંડળના નેટીવોએ તેનં

'એક કામ કરો,' ખાને સૂચના કરી. 'તમે તમારા પોપ પાસે પાછા જાઓ અને કહો કે, ચીનના શહેનશાહે, સો ડાહ્યા-ઓ–ધાર્મિકો માગ્યા છે. કહેજો કે ઇસુના કાયદાની અમારી સાથે ચર્ચા કરી જાણે એવા મોકલજો, સારામાં સારા.'

પછી નીકોલો ને મેથ્યુપોલો ચિનાઈ ખાનનો સંદેશો લઈ યુરોપ પહોંચવા નીકળ્યા; નીકોલો રસ્તામાં જ મરણ પામ્યો.

થોડાં વરસે, નીકોલોના દીકરા માર્કો સાથે મેથ્યુ પાછો ચીન જવાની તૈયારી કરી રહ્યો આ વખતે એ વેપારીઓ સાથે પોપે બે ધાર્મિકોને પણ ચિનાઈ ધરતી પર ઈસાઈ ધર્મનો પ્રકાશ નાખવા જવા માટે તૈયાર કર્યા.



એક સારા દિવસે વેનીસનો સંઘ ચીન જવા ઊપડ્યો. સફર લાંબી, મુશ્કેલ અને ભયંકર હતી. પણ સાહસિકો તો ઉપડ્યા.

રસ્તામાં રણ આવ્યાં, ભયંકર એવી નદીઓ આવી. અગાધ જણાતાં જંગલો ને પર્વતો આવ્યાં. બિચારા બે ધાર્મિકો તો રસ્તામાંથી જ પાછા વળ્યા. પેલા વેપારી આડતિયા, એક કાકો ને બીજો ભત્રીજો, બધું ટપી ગયા અને સાડાત્રણ



ત્યારે કુબલાઈખાન ચીનના પોતાના ચોવીસ માઈલના વિસ્તારવાળા પેકીંગનગરના મહાલયમાં રહેતો હતો. આ મહાલયની ચારે બાજુ એક માઈલ લાંબી ચાર દિવાલો હતી. દરેક ખૂણે મોટી ચોકીના ઉંચા વધેલા મિનારા હતા આ બહારની દિવાલોની અંદર, અંદરની દિવાલો હતી અને છેક મધ્યમાં મહાલય હતો.

કુબલાઈખાનની દરબારમા કુબલાઈના જન્મ દિવસનો જલસો ઉજવાતો હતો. મહાલયની ચારે કોર બાર હજાર અશ્વારોહી રક્ષકો ચોકી ભરતા હતા સોનાનાં વાસણોમાં ખાણાપીણાં વહેતાં હતાં. વાજીંત્રો વાગતાં હતાં ઉમરાવોના પોશાક ઝગમગી ઉઠયા હતા. બહારના વિશાળ ચોકમાં પાંચ હજાર હાથીઓ ખાનને સલામી ભરતા હતા. ત્યારે મારકો-પોલો, તેના મેફ્યુ કાકા સાથે આવી પહોંચ્યો.

મહાન ખાન મદિરાનો પ્યાલો ગળે ઉતારી જતો બોલ્યો, "તમારે ત્યાના પોપે, ઈસાઈ પંડિતો મોકલ્યા નથી ?"

"મોકલ્યા હતા, પણ રસ્તામાં મરણ પામ્યા." મેથ્યુપોલો બોલ્યો.

"ભલે ભલે" ખાને અટ્ટહાસ્ય કર્યું, "આ જુવાન કોણ છે?" મારો ભત્રીજો મારકોપોલો છે એ.... અને આપનો ગુલામ!" કાકો ઉતાવળો બોલ્યો, અને મારકો ગોઠણભર થઈને નમ્યો.



"ભલે, ભલે," ખાન ખુશ થયો.

પછી સોળ વરસ સુધી મારકોપોલોએ તથા મેથ્યુપોલોએ કુબલાઈખાનની નોકરી બજાવી, તથા ચીનના પ્રદેશ પર મુસાફરીઓ કરી.

પછી ૧૨૯૨ ના આરંભમાં આ બન્ને પોલો મહાનુભાવોએ કુબલાઈની રજા મેળવીને, ચીંચુ બંદરેથી ઉપડતા ચીનાઈ જહાજમાં, ચીનદેશની વિદાય લીધી. ત્રણ મહીનાની સફર પછી તેર જહાજોનો ચીનાઈ કાફલો સુમાત્રા પહોંચ્યો. સુમાત્રામાં આ મહાન મુસાફરોએ જીવનનું ઝીણવટભર્યું અવલોકન કર્યું અને પછી પોલોને લઈને નીકોબાર અને અંદામાન થઈને સફરી જહાજ ઈરાનમાં આવી પહોંચ્યાં.

ઈરાનથી પોલોએ વેનીસનો રસ્તો પકડી લીધો અને ૧૨૯૫ના અંતમાં પેલા વિચીત્ર દેખાવવાળા બે પુરૂષો વેનીસમાં પહોંચ્યા. વેનીસના બજારમાં એક વૃદ્ધ અને એક આધેડવયનો આદમી, રેશમના ડગલાઓ પહેરીને, ફરતી

ઉંચી ટોપીઓ ઓઢીને, વિચીત્ર વેશધારી બહુરૂપી બન્યા હોય તેવા દેખાયા. એમની આગળ થોડાંક કુતરાં ભસતાં હતાં, અને પાછળ લોકોનું ટોળું હતું.

એક શેરીના નાકા આગળ આ વિચીત્ર સરઘસ અટક્યું. એમાંના એક જણે જોરથી બૂમ પાડી,

"હા, સીન્નોર ડાંડાલો, ઓળખો છો, મને....હું તમારો જુનો દોસ્ત છું.... નીકોલોનો ભાઈ મેથ્યુ! પણ શેરીની બહારની કળેલો ડાન્ડાલો આંખો ફાડીને આ વિચીત્ર દેખાવ તરફ જોઈ રહ્યો, "નાજી ....તમે તમારે રસ્તે જાવ." પછી પેલા



બન્ને જણા, કા, પોલો પાલાઝો, નામના સ્થળે અટકયા, અને કમાડ ખખડાવતા ઉભા. થોડીવાર રકઝક થઈ પણ પછીથી પેલા વિચીત્ર માનવોને અંદર લેવામાં આવ્યા.

બીજે દિવસે, આખું વેનીસ ઉપર તળે થઈ ગયું. આખા નગરને ખબર પડી ગઈ, મેફીયો, નીકોલો, અને મારકો, મહાન ચીન દેશની મુસાફરી કરીને આવી પહોંચ્યા છે.

પછી આ મહાન મુસાફરોએ વેનીસના વેપારી મહાજનને પોતાને ત્યાં એક મોટી મિજબાની આપી. મિજબાની ચાલતી હતી ત્યારે મારકોપોલો મહેમાનોની વચ્ચે એક જાદુગરની

છટાથી આવીને ઉભો. એણે એક રેશમી ડગલાનાં પડ ઉકેલવા માંડયાં અને દરેક પડમાંથી હિરાઓ, માણેકો, અને મોતીઓ નીકળી પડયાં. મહેમાનોના કોળીયા ભરેલા હાથ થંભી ગયા અને મોં ખોલીને તેમણે હેરતથી જોયા કર્યું. આ દોલતનો ભંડાર દેખતો ડોહોલો ઉભો થઈ ગયો અને લાંબી તરવાર ખખડાવતો, મારકોને ભેટી પડયો.

એટલામાં વેનીસ અને જીનોઆ વચ્ચે લડાઈ સળગી ઉઠી. વેનીસમાંથી મારકોપોલો લડાઈમાં પહોંચી ગયો અને કેદ પકડાયો. કેદી બનેલો મારકો હવે કારાગારની ઓરડીમાં બીજા કેદી સાથે બેઠો હતો. એની નજર સામે મહાન ચીન દેશ જાગી ઉઠતો હતો. એક વિરાટ સ્વપ્ન જેવી એની સફરો એની નજરમા જીવતી બનીને પસાર થતી હતી, અને એ



સફરને અંતે ચીન દેશ દેખાતો હતો. જાણે એક સેતુ બંધાઈ ગયો હતો. જીનોઆના કારાગારની ખોલીમાંથી બહાર નીકળીને એનો જીવ કારાગારના છાપરા પર ચડીને પૂર્વ અને પશ્ચિમ વચ્ચે પોતાના સફરી પગદંડી પર બંધાયલો સેતુબંધ દેખી રહ્યો હતો !

"મોટાં રણ ને મેદાનો, પર્વતો અને નદીઓ, જંગલો ને ઝાડીઓની પેલી પાર દૂર દૂર મોટો સાગર સરખો ચીન પડયો'તો. એમાં ય ભયંકર એવી કુદરત હતી, ખેતરોની હારની હાર હતી, ગામડાંનાં જૂથનાં જૂથ હતાં, ધનના

ઢગલા હતા, ખેડૂતની સ્ત્રીઓ અને છોકરીઓ રેશમ વણતી હતી ”

‘ અને તેમાં ..... ..’ એની આખો મોટી થઇ જતી હતી બધુ એની નજર સામે ખડું થતુ હતું ‘ કેવા ભવ્ય નગરો ! કેવી મોટી માનવમેદની ! લાખો મહાલયો ને કોટ કિલ્લાઓ, લાખો સરોવરો ને આરામગૃહો, લાખો ક્રીડાગણો ને બાગબગીચાઓ, રેશમના ઊડતા વાગાઓ, નાણાની રેલમછેલ, લક્ષ્મીના વિલાસો, ધાનના ઢગલા, હીરા, મોતી ... . ..’ એ થાકી જતો

એણે એક પુસ્તક લખવા માડયું અને લખતા થાકે ત્યારે એણે ચીનની વાતો બીજા કેદીઓને ભેગા કરીને કહેવા માડી



‘ હા, હા, હું હતો, જાતે પોતે... ..પડે, મને તમે જુઓ છો તે જ હું હતો, કાકા સાથે સાડા ત્રણ વરસનો વિકટ પથ કાપીને પહોચ્યો પહોચ્યો ને મારી આંખ સામે ચીન–આખો ચીન .તમને દેખુ છુ તેમ, આજે ય દેખાય છે ..’ બોલતો સાર્કો શ્વાસ લેવા અટકતો અને સાભળનાર શ્વાસ થભાવીને અધીરા બનતા

‘ . . લાખો ખેતરો ને લાખો ગામ, કલ્લોલતા પખીઓ, કલકલતી નદીઓ, આલાપતી ચીની સુદરીઓ,

ધાનના ઢગલા, દૂધદહીંની રેલમછેલ, સવાર પડે ને અવાજ ઊમટે, 'લો રે, લો દૂધ લો રે દૂધ, મીઠાં મોસંબી, તાજાં ઈંડાં......' માર્કો મુક્તકંઠે ચીનને લલકારતો ને કારાગારની દીવાલો વચ્ચે સાંભળનારાઓ જીભો લલચાતી ને પલળતી.

'અને........અને નગરોમાં નગર એવું પાટનગર. જ્યાં જંગીસનો બેટો કુબલો રાજ કરે, દરબારીઓથી દરબાર છલકાય, રાજકારણની રમઝટ જામે, ધર્મચર્ચાનાં ડહાપણના દરિયા ડહોળાય, અને જ્યાં,....' માર્કોની આંખો ચમકી ઊઠતી

'અને જ્યાં ખાન છે ખાન....' માર્કો જોરથી બોલતો.

'ખાન છે? ખાન તે શું?" ચીનના કોઇ ભયંકર પ્રાણીનું નામ હશે એમ ધારી કેદીઓ થંભી જતા.

'ડરશો નહિ ગભરાશો નહિ ચીનનો રાજા ખાન છે. ખાન કુબલાઈખાન! એનાથી ઊંચો ને લાંબો પહોળો આદમી મેં ભાળ્યો નથી. ચાર નારીનો ધણી છે, ચારે ય શહેનશાહ-બાનુઓ છે, દર વરસે ચીનમાંથી એકસો સુંદરમાં સુંદર સ્ત્રીઓ એની સાથે રહેવા આવે છે ને વરસ રહીને ચાલી જાય છે, એવો ખાન છે ખાન. એના રાજમાં મોટી મોટી નહેરો છે ને તેથી મોટા રસ્તા છે. એના રાજમાં દુષ્કાળ માટે અનાજના કોઠારો ઊભરાતા પડયા છે. એના રાજમાં નિરાધાર લોકોને મફત ખાવાનું મળે છે, ને વૃદ્ધોને સદાવ્રત મળે છે. એના રાજમાં ચિત્રકારો ચિત્રો દોરે છે, કવિઓ કવિતાઓ લખે છે, વિદ્વાનો શોધખોળ કરે છે, ને એના પાટનગરમાં....' પાછો માર્કો ધૂંટણભર થઇ જતો ને એની જબાનમાંથી ઘોડાપૂર ઊછળતાં.

'જેણે કુબલાનું પાટનગર દીઠું છે, તેણે બધું જોયું છે; જેણે તેને જોયું નથી, તેણે શું દીઠું છે? કુબલાનું પાટનગર....થયેલાં ને થવાનાં બધાં નગરો એની આગળ નાનાં સરખાં નગરિયાં. ગાઉના ગાઉ ઉપર આડું ઊભું પથરાયલું પડયું છે. લાખો મહાલયોમાંથી, લાખો ઝરૂખામાંથી લાખો ચીની નારીઓનાં અંગ પરથી, લાખો અલંકારોની આકઝમાળ, લાખો ગાડીઓ ને ઘોડા, લાખો વેપારીઓ ને વણઝારો, લાખો રસિયાં ને રંગીલાં ચીનનાં બજારોમાં હરે-ફરે છે. ચીનનાં ભવનોમાં ધનદોલતના ઢગલા જમા પડયા છે. ચીનમાં દિવાલો પાછળ દિવાલો છે અને ઝૂલતા પૂલનાં પાણી પર ઝૂલણાં રચાયાં છે ચીનના શ્રીમંતોની અગાસી-ઓમાં બાગને બગીચાઓ ઉગે છે.

"પણ ચીન પહોંચવાની તારી અનંત સફરની કેડી કેવીક હતી?" કારાગારની દિવાલોને ભેદીને આતુર નજરો મારકો પર ઠરી જઇને પૂછતી.

અને અનંત રજળપાટની અનંત બનેલી કેડીનું વર્ણન કરતો મારકો બોલવા માંડતો.

"અમારી સાથે બે ઈસાઇ સાધુઓ પણ હતા, બે ડોમીનીકનો, પણ તે તો સીબીસીયન આરમેનીયા આગળથી મધરાતના ઉઠીને મૂઠીઓ વાળીને ભાગી ગયા અને ઘર ભેગા થઇ ગયા. અમે ત્રણ જણ ત્યાર પછીથી આગળ ચાલ્યા ત્યાં અમે એરારટ પર્વત દેખ્યો. પ્રલય વેળા નોહાનું જહાજ એ પર્વતની ટોચ પર ચઢીને બેઠું હતું તે!"

"પછી કાસપીઅન સમુદ્ર પર થઇને જ્યોર્જીયામાં થઈને સિકંદરે બંધાવેલા લોખંડી મિનારા નીચેથી પસાર

થઈને, અમે ઈરાક દેશને ઓળંગી ગયા અને ઇરાનમાં પેઠા. અગ્નિને પુજનારા એ દેશના જીવનને દેખતા અને અનેક આપદાઓ વટાવતા, મોતને હાથતાળી આપી સટકી જતા, સાત દિવસ સુધી બરફથી ઢંકાયલા પર્વત પર ચઢીને અમે આખરે પહોંચી ગયા, ઈરાની અખાતના મુખ પર, હોરમઝમાં "

"ઉત્તર ઈરાનમાં અહીં અલુમતની આણ વર્તતી હતી. 'ગરૂડનો માળો' કહેવાતા અનેક કિલ્લામાં એ રહેતો હતો. આ વિશાળ કિલ્લામાં મનોહર બગીચાઓવાળું એણે સ્વર્ગ બનાવ્યું હતું. વૃદ્ધ અલુમતનો દરબાર પણ અંદર જ ભરાતો હતો. આ સ્વર્ગના દરબારીઓ બધા જુવાનો હતા અને જુવાનો માટે સુંદર યુવતિઓના સમુદાયો અહીં રાખવામાં આવ્યા હતા. આ સ્વર્ગમાં રહેનારાંઓ પેલા વૃદ્ધ ભગવાનની દરેક આજ્ઞા ઉઠાવતાં.

"અમારો વિચાર તો દરિયામાર્ગે આગળ વધવાનો હતો, પણ અમારે બાલ્ખ પ્રદેશમાંથી રણો વટાવતાં જવું પડ્યું. આ બાલ્ખ પ્રદેશના નગરની જંગીસખાને કતલ કરી નાખી હતી. ત્યારે ત્યાં સમશાનમાં સિંહની ગર્જનાઓ સાંભળતા અમે પંદર દિવસનો વિકરાળ પંથ કાપ્યો. પછી હિંદ દેશની સરહદ બનેલી પર્વતમાળમાંથી પસાર થતાં, સુંદર માનવો અને સુંદર ઉપવનોની ખુશબો પીતા, કાશ્મીર પ્રદેશ પર થઈને પામીર નામના ધરતીના છાપરા પર અમે ચઢવા માંડયા. આ છાપરા પર પગ માંડનાર યુરોપભરમાં અમેજ પહેલા માનવો હતા.

"ત્યાં અમે કૌશગારમાં આવી પહોંચ્યા, અને બરફના પહાડો વટાવતા ઉત્તરમાં આગળ વધ્યા અને પીમા પહોંચ્યા,

અને લોબ નામના સરોવર પર શ્વાસ ખાવા થંભ્યા અમારે હવે મહા ભયાનક ગોબીના રણમાં પેસવાનું હતું

"રેતીનો આ અનંત સાગર કેવો ગહન હતો!



રેતીની ખીણો, રેતીના ડુંગરાઓ, રેતીના જ વાવંટોળો અને રેતીનીજ ગંધથી ઉભરાતી આ રેતીની અફાટ દુનિયામાં અમે પેઠા, અને ત્રીસ દીવસ પછી ટાંગુટ પ્રદેશના મૂર્તિપૂજકોની વચ્ચે અમે આવી પડયા

"ત્રણ વરસની આ અનંત જેવી કેડીનો હવે છેડો



આવતો દેખાતો હતો મહાન ચીન દેશે બાંધેલી જગતમાં

અજોડ એવી દિવાલ અમારી આંખ સામે દેખાવા લાગી. ઉત્તર–પશ્ચિમ ખૂણાના છેડા પર આ દિવાલની સરહદ પાછળ ભારતદેશના મહાન બુદ્ધને ધર્મ પાળનારો માનવસમાજ અમારી આંખ આગળ હવે દેખાવાનો હતો.



"એ દેખવાનો અભિલાષ અમારા પગમાં નવી તાકાત આપતો હતો નાનાં નાનાં નાકવાળી, કાળા કાળા વાળવાળી આછીપાતળી-દાઢી મૂછવાળી, નાજુક ચામડી અને અમી ભરી આંખોવાળી પીળી માનવતાની મનમોહક મૂર્તિઓની કલ્પનાઓ કરતા અમે, પેલી મહાન દીવાલને પડછાયે પડછાયે, કવિતાના કવન જેવા ઝંડુ નગરમાં આવી પહોંચ્યા*

---

* In Zandu did kublaikhan
A stately pleasure dome decree.
Where Alph, the sacred river ran,
By caverns measureless to man,
Down to a sunless sea —Coleridge

એવી અનેક વાતોનું માર્કોએ, 'મારી સફર' નામનું પુસ્તક



લખ્યું અને જીવ્યો ત્યાં સુધી મોઢથી વાતો કર્યા કરી.

પોતાના અંધાર કૂપને દેવની દીધેલી દુનિયા માનતું યુરોપ, સમુદ્રપર્યન્તાપૃથિવી નથી, એમ પિછાણતું હતું જાગી ઉઠતું. યુરોપ પૂર્વની મહાભૂમિની કલ્પના કરતું હતું.

એની ઉત્તેજીત કલ્પનાના માથામાં એવા પૂર્વના પ્રદેશો પર પહોંચવાના રસ્તા ને વાહનોના વિચાર આવતા હતા.

માર્કોએ અનેક વાત વહેતી મૂકી હતી. લાખોની જ સંખ્યામાં પુર્વની જાહોજલાલીનાં પારાયણ કરતા માર્કોનું નામ, 'માર્કો ધી મિલિયન્સ' કેદીઓએ પાડયું હતું.

માર્કોએ યુરોપના માથામાં પૂર્વ માટે અહોભાવ પેદા કર્યો હતો, યુરોપના મનને ઉત્તેજિત કર્યું હતું યુરોપના લલચાયલાં માનવોએ પૂર્વના દેશો સાથે મનોમય સેતુ બાંધ્યો હતો.

યુરોપના સાહસિકોને પૂર્વના દેશોમાં જઇને પૂર્વની સામગ્રી લાવવાનું ને તેની સાથે વેપારના નફા ખેલવાનું શૂર ચઢતું હતું.

વેપારી સાહસિકોનાં વહાણુ પૂર્વના પ્રદેશો પર પહોંચવાનો દરિયાઇ રસ્તો શોધવાને ભમતાં થઇ ગયાં હતાં. પૂર્વ–પશ્ચિમનો સેતુબંધ બંધાઈ રહ્યો હતો.

# ૮. એટલેન્ટિક પરથી ઉડતો પ્રકાશનો પ્રવાહ

એટલેન્ટિક અણખેડાયલો પડયો હતો. ઉપરતળે



થતી દૂનિયામાં, અણખેડાયલા વેરાન જેવો, પાણીના પ્રચંડ રણ જેવો મહા-સાગર -એને સાદ દેતો હતો. એનાં સ્વપ્નો એ સાદની આસપાસ વણાતાં હતાં. સાગરમાંથી મોટા જહાજ માથે ઉગી નીકળતો હોય એવો નાવિક એરીકસન કુવાથંભની ટોચ પર ચઢીને જાણે એને કહેતો હતો, "ઉઠ, ઊભો થા, અને ઉતાવળો આવી પહોંચ."

અજ્ઞાતનો પૂકાર કેમ પાછો ઠેલાય ! જીનોઆ નગરીનો ચૌદ વરસનો સાહસિક દિકરો, જીનોઆની શેરીઓમાં અને બંદર પર આખી ઉપરતળે થતી દૂનિયાને દેખતો હતો. એ દૂનિયામાં જ એ સાગરનો સાદ સાંભળતો ૧૪૪૭ માં જનમ્યો હતો. પંદરમા સૈકાની અધવચમાં જીનોઆના બંદરમાં દૂરદૂરના દેશોમાંથી, સોનું રૂપું ભરીને આવતાં જહાજો ઝૂલતા હતાં. વેપારીઓ અને ચાંચીયાઓ અહીં એક અને સમાનભાવે માન પામતા રેશમની, મસાલાઓની અને અનેક નમુનેદાર વાનગીઓની હાટડી માંડતા હતા. પૂર્વના દેશોમાંથી 'આવતાં માલસામાનની દોલતોના દરિયા અહીં હેરફેર કરતા હતા.

ત્યારે બંદર પર ઉભો રહીને જીનોઆનો ચૌદ વરસનો જ એક દિકરો, દરિયા પર જતાં આવતાં જહાજો સાથે ક્ષિતીજનીયે પેલી પાર ડૂબી જતી નજર લઈને ઘેર જઈને મહાસાગરનો સાદ સાંભળતો સ્વપ્નો દેખતો હતો. એનું નામ ક્રિસ્ટોફર કોલંબસ હતું.

"એઝોર્સથી દૂર.... પેલે પાર અણખેડાયલો અને અનંત એટલેન્ટિક, શું ધારણ કરીને બેઠો હશે! કેવો ભયાનક ઘૂઘવતો હશે! એને પેલે પાર પૂર્વના દેશો હશે.... હાથીઓ ઝૂલતા હશે! સોનાના શણગારના ઢગલા હશે.... પરીઓ અને હુરીઓના પ્રદેશમાં....મઘમઘતાં પીણાં....અને તમતમતા મસાલા...." હવે એ વાંચવા મચી પડયો હતો અને સાહસિકોનાં સફરી વહાણોને ચોપડીઓ જેવાં દેખતો હતો. વણકર બાપાની શાળ પરના તાણાવાણા એણે ઘણીએ વાર એટલેન્ટિકના તાલમાં બગાડી નાખ્યા હતા.

વણકર બાપાએ, વણકરને ત્યાં ભૂલથી જન્મી પડેલા આ દિકરાને ચૌદ વરસ પૂરાં થતાં જ એક જહાજમાં નોકરીએ જવાની સગવડ કરી આપી. કોલંબસ પહેલી જ વાર એના જીવતરના સાચા ભણતરની નિશાળે બેઠો. ભૂમધ્યમાં પાણી પર તરતી ઉછળતી આ નૌકા-નિશાળોમાં એ સાગર સફરનું ભણતર ભણવા લાગી ગયો. આ ભણતરમાં ખગોળ, ભૂગોળ, ભૂમિતિ, નકશાઓ વિગેરે વિદ્યાઓને એણે જીવનવ્યવહારનાં પલાખાં અને આંકની જેમ જાણી લીધાં. એણે લેટીન પણ આ વિદ્યાપીઠમાં શીખી લીધું અને નકશા બનાવવાની આવડત પોતાની બનાવી દીધી.

અને એકવીસ વરસના આ નવજુવાને એટલેન્ટિકના અજ્ઞાત અંધકારને પડકાર કર્યો, " હું આવું છું, આવી પહોંચું છું—અને પાર પામું છું ! "

એટલેન્ટિકને એક જ નજરમાં આવરી લેતો હોય તેમ હવે એ ખાત્રીથી બોલતો હતો એ કહેતો હતો કે રોગર બેકને પણ કહ્યું છે કે પૃથ્વી ગોળ હોવાથી એટલેન્ટિક પર થઈને પશ્ચિમમાં દૂર દૂર....એઝોરથી પણ દૂર....એઝોરને વટાવીને....પશ્ચિમ તરફ ને પશ્ચિમ તરફ ! "

" અગાધમાં....પાતળમાં....? "

" નહિ એઝોર પછીના અજ્ઞાતનાં કમાડ હું ખોલી નાખવા જવાનો છું ...હું અજ્ઞાતને જ્ઞાત કરી દઈશ ત્યાં પૂર્વના પ્રદેશો દેખાશે ... હિંદ....ભારત ...જ્યાં હીરાઓના ઢગલા છે, સોનાની ખાણો છે, રેશમના પોશાક છે, મધુમદિરાનાં સરોવરો છે, મસાલાઓના.... અને....



અને " એણે કલ્પનામાં આ બધું દેખી નાખ્યું હતું, અને પોતે ત્યાંની સફર કરીને તાજો જ આવ્યો હોય તેમ બોલતો હતો.

પણ વૈજ્ઞાનિકને જેમ પ્રયોગશાળાની જરૂર પડે તેમ એને પણ જહાજોનો કાફલો જોઇતો હતો, સાહસિકોની

ટુકડીઓ જોઈતી હતી. ખોરાકી પોશાકીની અને વાટખરચીનાં નાણાંની જરૂર હતી. એણે આ બધું મેળવવા જીનોઆથી પોરટુગાલ જવાનો નિશ્ચય કર્યો. ત્યાં જઈને એણે રાજા પાસે પોતે સ્વપ્નામાં દેખેલી, સાંભળેલી ને વાંચેલી દૂનિયાનુ રૂપ કહેવાની તૈયારી કરી. એ નકશાનુ ગુચ્છળું લપેટી લીધું અને એ રવાના થયો.

૧૪૭૪ની સાલ હતી. કોલંબસની ઉંમર હવે સતાવીશ વરસની થઈ હતી. આટલેન્ટિકનો પાર પામવાની પેલી ઉગ્ર ઇચ્છાએ એને છ વરસથી પોર્ટુગલમાં રાખ્યો હતો. એટલેન્ટિક પર જવા માટેનો કાફલો પોર્ટુગલનો રાજા જૉન એને આપશે એવી ઉમેદથી એ પોર્ટુગલનો વતની બની જઈને રહ્યો હતો.

રાજા જૉનની એણે મુલાકાત લીધી. રાજા જૉને, આ જુવાનને પોતાના નેવીગેટર હેનરીની વાત કહી, " હિંદ દેશ પહોંચવા માટે હેનરી પણ ઉપડયો હતો પણ....એટલે તમારા સાહસમાં મારે પડવું નથી."

તોય આ સાહસનો આકાર ઘડવા નૌકા કાફલા વિના ચાલે તેમજ નહોતું. એની નજરમાં બીજી કોઈ આશા દેખાતી નહોતી, એટલે એણે પોર્ટુગલને છોડવાની ઉતાવળ કરવાને બદલે નકશાઓ બનાવવાની દુકાન ખોલીને કમાણીનું સાધન શરૂ કર્યું તથા ઇસુના મંદિરમાં નિયમિત રીતે જવા માંડ્યું, અને માન્યું કે ભગવાનની કૃપા થાય તો જ હવે તો, એટલેન્ટિક પર સફર ખેડી શકાય.

થોડા સમયથી એ પોર્ટુગલના મરણ પામેલા પેલા નેવીગેટર હેનરીની સાધ્વી બનેલી દિકરીને ઓળખતો થયો

હતો. આ સાધ્વીને આ જૂવાન નાવિકને જોઈ ને દરિયા પર પ્રેમ થયો હતો. એણે એને પોતાના મરણ પામેલા બાપની વિતકકથાઓ કહેવા માંડી હતી.

એકવાર એ યુવતિએ અનેક અપવાસો કરીને શરીરની ઈચ્છાઓને મૂળમાંથી ઉખેડી નાખવાનો પ્રયત્ન કરેલો છતાં આ અજાણ્યાને જોઈને એને પ્રેમ થઈ આવ્યો હતો.

'પાપ....પાપ ...' બોલતી એ ચોંકી ઊઠી અને પ્રાર્થના પૂરી થતાંની સાથે ઉતાવળી જઈને પોતાની ઓરડીમાં ભરાઈ ગઈ અને અંદરની સાંકળ વાસીને માથું દબાવીને ક્યાંય સુધી બેસી રહી.

પછી બીજે દિવસે એણે પ્રાર્થનામાં ન જવાનો નિરધાર કર્યો પણ એનાથી જઈ પડાયું. એણે પેલો જૂવાન ન દેખાય, તેમ બેસવાનો વિચાર કર્યો પણ બીજી જગા ઠીક નહિ લાગવાથી તેની નજદીક જ બેસી પડાયું. અને તદ્દન અજાણતાં જ એનાથી એની આંખ સામે જોવાઈ ગયું. એના મગજમાં પેલાનો ભરાવદાર ચહેરો, ભવ્ય રેખાઓ, ધારદાર તેજ અને પડછંદ દેહ, બધું પ્રાર્થના પૂરી થઈ ત્યાં સુધી ફર્યા કર્યું.

પ્રાર્થના પૂરી થઈને જાણે રાહ જોઈને જ બેઠી હોય, તેમ બન્નેની આંખો પછી ભેગી થઈ ગઈ. 'આપ ઈટાલિયન....!' પેલી યુવતિથી પૂછી દેવાયું.

'કેમ જાણ્યું ?' ક્રિસ્ટોફર નજીક આવ્યો અને મુખ મલકાવીને બોલ્યો, 'તમારો દેહ પણ ઈટાલિયન....' બોલતો, એ પેલી યુવતિને પગથી માથા સુધી જોઈ રહ્યો ડોના, બીકથી,

શરમાઈને નીચું જોઇ રહી, અને એને પોતાને ત્યાં આવવાનો આગ્રહ કરતી બોલી, "મા, ઘણી આનંદ પામશે.... એની દિકરીને તમારા....નેવીગેટરના સાથમાં જોઇને !" અને એણે ઉમેર્યું "મારો બાપ પણ નેવીગેટર જ હતો, પણ એ શોધી નહીં શક્યો, મહાન પૂર્વના દેશનો જળમાર્ગ !"

"પ્રીલીપા....દોના, ડોના પ્રીલીપા" ક્રિસ્ટોફર યુવતિના નામને જોખી જોતો બોલ્યો,

'મને ઘણો જ આનંદ થયો, પરદેશમાં જ્યારે કોઈ સ્વજન દેખાય છે ત્યારે....'

'જરૂર....એ તો અરસપરસ છે.' બાપજીને ય એનો બહુ શોખ હતો, નકશાઓનો.'

પછી કોલંબસે પગ ઉપાડયા. પ્રીલીપાની પાછળ પાછળ એ ચૂપચાપ ચાલ્યો. એક ઓરડીમાં બંને બેઠાં.

"ફ્લોરેનટાઇનના પ્રખ્યાત ખલાસી ટોસકેનેલી સાથે બાપાજીને ચાલેલો, પત્રવ્યવહાર," બોલતી પ્રીલીપાએ કોલંબસ પાસે કાગળનું ગૂંચળું મૂક્યું, "અને હિંદ દેશ શોધવાની આ સૂચનાઓ," પ્રીલીપા એના નવા મિત્ર પાસે એના બાપાની વસ્તુઓ એક પછી એક મૂકી રહી. કોલંબસનો આનંદ માયો નહિ.

પછી થોડા દિવસે લીસ્બોનના લોકોએ જાણ્યું કે, પ્રીલીપા સાધ્વી મટી ગઈ હતી અને મઠ છોડીને લીસ્બોનમાં નવા આવેલા એક ક્રિસ્ટોફર કોલંબસ નામના ઈટાલિયન સાથે પરણી હતી.

લગ્ન પછી પ્રીલીપા, એની મા તથા કોલંબસ એક ઘરમાં રહેવા લાગ્યાં અને કોલંબસ વહાણવટાના ઊંડા

અભ્યાસમાં ગરકાવ થઈ ને બેસી ગયો. એ દરિયાના માર્ગોના અનેક નકશા દોરવામાં તલ્લીન બની ગયો. ત્યારે એના શાંત ઘરમાં એક તરતના જન્મેલા બાળકનો રડવાનો અવાજ આવ્યો. ફીલીપાએ દીકરો જણ્યો હતો. બંનેએ દીકરાનું નામ ડીગો પાડયું.

દૂર દૂરની સફરેથી પાછા ફરેલા ખલાસીઓ કોલંબસના દોસ્તો બન્યા. કોલંબસના ઘરમાં નકશાઓની વખાર ભરાઈ. નહિ દેખાયેલા દરિયાઈ રસ્તા પર સૌ નજર ફેરવતા હતા, દરિયાના રસ્તાઓ દોરાતા હતા. અને ટાપુઓ ગોઠવતા હતા.

માર્કોપોલોએ પણ કહ્યું હતું 'કે જો દરિયામાર્ગે પશ્ચિમમાં ને પશ્ચિમમાં હંકારાય, તો પૂર્વમાં, પૂર્વના દેશોમાં આવી જવાય, જ્યાં....' કોલંબસની કલ્પના લલચાતી દોડતી હતી, 'જ્યાં સોનાના દેશો છે, અને જ્યાં હીરા, મોતીના ઢગ છે, જ્યાંથી સોલોમનને ધનના ઢગલા સાંપડયા'તા, જેને બાઈબલે ઓફીર કહ્યો છે, એવો દેશ, એવો પ્રદેશ....' કોલંબસની કલ્પના ઝાંખી થાય ત્યાં સુધી એ જોયા કરતો હતો, ને પછી બબડતો, 'પૃથ્વી ગોળ છે, એટલે જ....'

'એટલે જ....એટલે જ શું ?' કોઈવાર ફીલીપા ડીગોને ધવડાવતી ઊભી રહેતી ને બોલતી, 'એટલે જ બીવાનું છે, એટલેન્ટિક પર હંકારો, હંકાર્યા જ કરો, પછી પૃથ્વી પરથી ગબડી પડાય તો....આકાશમાં મારા બાપ! પૂરેપૂરો વિચાર કરજો. બાપાને ય એજ ધાક લાગતી, તે ગયા છે તે હજુ પાછા ફર્યા નથી.' 'ત્યાં દરિયામાં જ્યાં....જ્યાંથી આકાશમાં ગબડી પડાય તેવું હોય, ત્યાં પર્વત સરખાં મોજાં કેવાં વિકરાળ હશે,

અને પર્વતોને ય ગળી જાય તેવી પાણીમાં પડતી કરાડો ત્યાં કેવી કારમી હશે!'

કોલંબસની આસપાસ એવી અનેક બીકો ન સમજાય તેવી બનીને નાચી ઊઠતી. પણ કોલંબસના સાહસિક માથામાં દરિયા નાચી ઊઠતા હતા, અને એ છેવટનો આંક કાઢતો હતો, "હિંદ પહોંચવાનો જળમાર્ગ શોધીશ જ શકાશે, પશ્ચિમમાં અને પશ્ચિમમાં જતાં પૂર્વમાં આવી પડાશે." બોલતી રોજ ને રોજ એટલાન્ટિક મહાસાગર પર સફર કરવાની એની તિવ્ર ઇચ્છા વધતી જ ગઈ.

ફરીવાર રાજા જૉનના દરબારમાં ક્રિસ્ટોફર કોલંબસ આવ્યો ને મુજરો ભરીને ઊભો રહ્યો. એણે પોતાની દરખાસ્ત રજૂ કરી.

"પશ્ચિમની સફર કરીને હું દૂર પૂર્વના દેશોનો પત્તો મેળવીશ."

'પણ સફર માટે વહાણો જોઈએ, વહાણો પ્રમાણે ખલાસીઓ જોઇએ, બંદૂકો જોઇએ, તરવારો જોઈએ, સાધન જોઈએ, સામગ્રી જોઈએ....' રાજા હિસાબ ગણતો હતો.

"પણ ત્યાંથી સોનાના ઢગલાથી ભરેલા દેશોપર પહોંચાશે. જહાજનાં જહાજ લક્ષ્મીથી ભરીને ત્યાંથી લવાશે, પરધર્મીઓને ઈસાઈ બનાવાશે, અને બધું પોર્ટુગલના મહારાજાના નામમાં." કોલંબસ રાજા જૉનને સમજાવતો હતો.

પછી એક દિવસે એણે રાજાના વિદ્વાનો, ખલાસીઓ અને ખગોળશાસ્ત્રીઓ પાસે પોતાના નકશા ને બધું રજૂ કર્યું.

રાજાની ખાનગી સમિતિ મળી. રાજાએ સૌને સમજાવ્યું, 'તમે કહો છો તેમ જો કોલંબસની વાત સાચી જ હોય, તો આપણા ઉત્તમ વહાણવટીને કાફલા સાથે મોકલી તપાસ કરાવો. હિંદ શોધવાનું માન એ ઈટાલિયનને આપવા આપણે તૈયાર નથી.'

પણ કોલંબસ તો ઘર બેઠો રાહ જોતો હતો. રાહ જોતાં કેટલાએ મહિનાઓ વીતી ગયા. એક પછી બીજું વરસ આવ્યું ને ગયું, રાજાની સમિતિ હજુ વિચારી રહી નહોતી. ત્યારે કોલંબસની સાસુ મરણ પામી હતી. કોલંબસનાં દાણોપાણી ખૂટ્યાં હતાં. ફ્રીલીપા બીમાર પડી હતી.

'તમારા નકશાઓ, ને નકશાઓના દરિયાઈ માર્ગો, દરિયાના માર્ગો અને સફર....' એ બધામાંથી જ આપણી ભૂખ ભાગવાની નથી ...' ફ્રીલીપા બીમાર બિછાના પર શરીર ટેકવી બોલતી હતી.

'બધું ઠીક થશે. જો....

'બધું ઠીક નહિ થાય; હું તો આજ છું ને કાલ નથી, ડીગો હજુ આઠ વરસનો જ થયો છે. હું નહિ હોઉં, પછી એનું કોણ, તમારું કોણ?'

પછી એક દિવસ મરણ–પથારી પર પડેલી ફ્રીલીપા કોલંબસનો હાથ હાથમાં લઈ ભાંગ્યું તૂટ્યું, બોલતી હતી, 'આજ સુધી દેવું કરીને ખાધું ...ધાર્યું'તું કે સફર નક્કી થશે ને રાજા સાલિયાણું....આપશે પણ મારાથી જીવાવાનું નથી જ. હું મરું કે ડીગોને લઈને ચાલી નીકળજો, નહીં તો માગણાવાળા તમને કેદખાને....' બોલતી ફ્રીલીપાએ મરવા માટે ડોક મરડી.

મધરાત પછી મરેલી પ્રીલીપા પર કફન ઢાકી, કોઈએ ધીમેથી બારણુ ઉઘાડયુ ખભે એક નાનું સરખું પોટકું લટકાવેલો આદમી એક આઠ વરસના છોકરાનાં ડૂસકાં દબાવતો, પંપાળતો કહેતો હતો, 'બેટા ચૂપચાપ ચાલ્યો આવ. આપણે માથે દુખના દહાડા આવ્યા છે, આપણે ભાગી જઈએ છીએ "

'કયા?' છોકરો પૂછતો હતો

'ત્યા . જ્યાં ...' પેલા આદમીની છાતી ભરાઈ આવી.

'પણ મારી બા ' છોકરાએ ચીસ પાડી

'મરણ પામી છે, એ . એ હવે જાગશે નહિ ..આપણી સાથે આવશે નહિ ...આપણે...' બોલતાં એણે છોકરાને ઊ ચકી લીધો બીધેલો બાળક ચૂપ થઈ ગયો

લીસ્બોનના ઘરના કમાડ ઉઘાડા જ રહી ગયા હતાં, દીવો સળગતો જ રહ્યો હતો અદર મરણ સોડ તાણીને સૂતુ હતું

લીસ્બોનના પાદરેથી પેલા બે, ચૂપચાપ ચાલ્યા જતા હતા એક બાપ હતો, બીજો તેનો દીકરો હતો થોડા દિવસ પછી બન્ને જણ ભૂમધ્ય પર ઉછળતા એક વહાણુમાં બેઠા હતા, અને વહાણ તોફાનમા ઉછળતુ હતું, પછડાતું હતું

'નાવિક છો, કે છો કોણ? આ ભૂમધ્યના ખાબોચિયા મા આ કાગળની હોડકી જેવા જહાજમા ટપકા જેવા આપણે ...' એ પાછો મહાસાગરના તોફાન સાથે કુસ્તી કરવા માગતો હોય, તેમ તોફાની નજરમા સાહસનું આવાહન કરી રહ્યો 'મને માર્કો યાદ આવે છે' એ બોલ્યો 'ગોબીના મહા સાગરનો એ ખલાસી ...'

'ગોબીનો મહાસાગર ..!'

'હા, આ ઊછળના ભૂમધ્યથી ભારે કપરો રેતીના દરિયા ડહોળીને, અખડ વરસની ઊની આગના મોજાઓ

પર લહેરાતી અગન-ઝાળને ઝબોળીને પાછો આવ્યો, કેવો કપરો હશે!' એ એકીટશે બોલતો હતો.

પછી એ જ્યાં પહોંચ્યો હશે તે દૂર પૂર્વના દેશમાં કેવી મઝાની જમીન હશે....જમીન પર નાળિયેરીનાં ઝૂંડ હશે....અંદરમાં સુંદર માનવો કલ્લોલતાં હશે, પક્ષીઓ માણસના જેવી ભાષાઓ બોલતાં હશે, વનરાજીઓ જનમનરંજન કરતી વિહરતી હશે, ત્યાં અમનચમન ને આનંદ હશે....નહિ ટાઢ, નહિ તડકો....બસ ખુશનુમા ખુશનુમા! ત્યાંનાં લોકો સોનાના ઘરમાં રહેતા હશે, હીરા અને ઝવેરાતના ઢગલા પહેરતા હશે....'

'પણ ત્યાં જઈને કોણે જોયું છે, અને તમે કોણ છો?'

"હું એક નકશા દોરનારો છું...." એણે પોતાના કોલંબસ નામની ઓળખ આપી.

પછી ૧૪૮૫ની સાલમાં કોલંબસ સ્પેઈનમાં આવી પહોંચ્યો. અને સ્પેઈનનાં રાજારાણીની મુલાકાત એણે શોધવા માંડી સ્પેઇનનાં રાજારાણી ઉપરાંત, સ્પેઇનનો ત્રીજો રાજા ગણાતો, ટોલેડોનો વડો આચાર્ય કારડીનલ, મેનડોઝાની મુલાકાત સુધી એ પહોંચી શકયો. મેન્ડોઝાને એની વાત ગમી, અને



તરતજ રાજારાણીની મુલાકાત ગોઠવાઈ.

કોલંબસે પોતાની આખી યોજના કહી સંભળાવી, અને કહ્યું, "મને કાફલો આપો. મારો કોલ છે હું કદિ નિષ્ફળ થઈશ નહીં. આટલાન્ટિકને પાર કરીને પૂર્વનો મહાન ભારતદેશ, આપની હકુમતમાં હાજર કરી દઈશ મારા અવાજમાં વિશાળ બનવા

માગતી દુનિયા, અજ્ઞાત નહીં રહેવા માગતો મહાસાગર અને નુતન બનવા માગતો ઇતિહાસ આપને પૂકાર કરે છે!"

રાણી ઇઝાબેલા આ સાગર સમ્રાટ પર મુગ્ધ બની: એના શબ્દોમાં એને તાકાત દેખાઈ. એણે દોરેલાં શબ્દચિત્રો એને જીવતાં લાગ્યાં. એની ખાંધ પર ચઢીને પૂર્વના મહાન દેશની મુલાકાત થતી હોય તેમ એને લાગ્યું.

રાણીએ પોતે, પોતાના મહાપંડિતોની સભા પાસે આ સવાલ રજુ કર્યો. મહાન વામનજીઓએ માથાં હલાવીને કોલંબસને હસી કાઢયો. સત્તર સત્તર વરસોના રઝળપાટ, અને આજીજીઓ પછી સ્પેઈન પણ એને પાછો કાઢતું હતું. એ હતાશ થઇને સ્પેઇનનું પાટનગર છોડી જતો હતો ત્યારે આઠ માઇલના અંતરે ઉતાવળા દોડતા આવતા રાજદુતોએ એને કહ્યું, "આપ પાછા પધારો ...શહેનશાહ આનુનું ફરમાન છે, આપને કાફલો આપવાનું નક્કી થઈ ગયું છે."

આ મહાન પળ પર એક જ ક્ષણમાં ચઢી જતો કોલંબસ, આનંદ પામ્યો. સ્પેઇનનાં રાજારાણીનો એણે આભાર માન્યો એને રાણીના પ્રગતિશિલ માથા માટે, અને સાહસ તરફના દિલ માટે માન થયું રાણીએ આ સાહસવીર પર મુગ્ધ બનીને તેને પોતાની મહેરબાનીથી નવાજી દીધો. સ્પેઇનની રાણીએ આ નાવિકની નૌકાઓને



સજવા માટે પોતાનું ઝવેરાત વેચવા કાઢયું. ઝવેરાત વેચીને

નવી દુનિયા મેળવવાના કરાર પર એણે ૧૪૯૨ ના એપ્રિલની ૧૭ મીએ સહી કરી.

હવે જગત મોટું થવાનું હતું. યુરોપ પર ઉગતો નવો વેપારીયુગ હવે જગતને અણુખેડયું રાખવાનો ઇન્કાર કરતો હતો. વેપારીની આગેકૂચનો ઝંડો ફરકાવતો, સુવર્ણનું ધ્યેય ધરેલો, ક્ષુદ્રલોભની નફાખોર દાંડી પર ચઢેલો, માનવીનો કદમ ક્રૂર બનીને પણ જગતનાં જુદાં જુદાં વિખૂટાં પડેલાં ભંડારીયાં ઓની વચ્ચેની અંતરાયની દિવાલો તોડી નાખવા માગતો હતો

તો ભલે તૂટે એ અંતરાયો, એમ બોલતો હજારો માઇલ પર પથરાયલો એટલેન્ટિક, સ્પેઇનથી નીકળતા આ સાહસિકને ધારણ કરતો હતો અને દૂર દૂરના પ્રદેશો પર અંધારી રાતનું હવામાન કંપી ઉઠતું કકળાટ કરતું હતું, "આવી પહોંચે છે, કોલંબસ!"



કોલંબસે તૈયારી કરી લીધી એની પહેલી સ્ત્રીનો મોટો દિકરો, રાણીની નોકરીમાં રહી ગયો. એનો બીજી સ્ત્રીનો નાનો દિકરો, એની માતા સાથે રહ્યો

અને ઓગસ્ટના બીજા દિવસે, શાન્તામેરીયા, પીન્ટા, અને નીના નામના ત્રણ જહાજોનો કાફલો એટલેન્ટિકને વિંધતો નીકળી પડયો.

પશ્ચિમ તરફ અને પશ્ચિમ જ તરફ, ઉપર આકાશ અને નીચે મહાસાગરની વચ્ચે પશ્ચિમ તરફ આગળ વધતાં જહાજોએ પહેલીજવાર સારાગોસાના સમુદ્ર પ્રવાહોની ભયાનક જલચક્રીઓ દીઠી એ જલચક્રીઓમાં ઘૂમરાતાં જહાજોને એના આગેવાનનું એકજ ફરમાન હતું, "પશ્ચિમ તરફ અને પશ્ચિમ જ તરફ!"

આ કાફલાના અધિકારોને જ વશ થયો હોય તેવો પવન પણ એકધારો, દિવસો સુધી ફૂંકાયા કરતો મધ્ય એટલેન્ટિક પરથી દૂર દૂર હાંકી જતો પશ્ચિમ તરફ દોડ્યો જતો હતો. ત્યારે ખલાસીઓમાં ઘણા દિવસે



પહેલીવાર ભય સંચરતો હતો, અને આ પવન, હવે તેમને પાછા સ્પેઇન તરફ ફરવાજ નહીં દે એવી આશંકા ઉઠતી હતી.

પણ કોલંબસ કહેતો હતો, "ભગવાને મોકલ્યો છે, આ પવન!"

અને ખલાસીઓ બબડતા હતા, "શયતાનનો ફૂંકેલો વાય છે આ ભયાનક ભૂતીયો!"

પાછા થોડાક દિવસો પસાર થઈ ગયા. આ ભૂમધ્યનો તો અંતજ આવતો નહોતો. "હવે પાછા ફરીએ આપણે!" એવો નાવિકોનો અવાજ હવે ખૂલ્લો બોલતો હતો.

પણ એક મક્કમતાભરી ગંભીરતાથી કોલંબસ કહેતો હતો, "પશ્ચિમ તરફ અને પશ્ચિમ તરફ જ આગળ વધીએ છીએ....આપણે પાછા હટવાપણું છેજ નહીં.

"લેન્ડ–હો....લેન્ડ હો!" મધરાતની શાંતિ ચીરતો, એલેન્ઝો બૂમ પાડી ઉઠયો. તૂતક પરથી એણે હાથ લંબાવ્યો. સોએ કહ્યું "જમીન છે," સૌએ બાકીની રાત ઉઘાડી આંખોએ તાક માંડી રાખી, પણ ઉષા ઉગી ત્યારે સૌને સમજાયું કે, "નર્યો દેખાવ હતો એ તો, ભ્રમ!"

ઓકટોબરના આખર દિવસો એક પછી એક એટલેન્ટિકમાં ઉતરી જવા લાગ્યા. કોલંબસે કહ્યું, કે "એટલેન્ટિકનો હવે અંત આવવો જોઇએ!"

બે હજાર માઈલ હવે ખતમ થઈ ગયા હતા. હજુય પશ્ચિમ તરફ ને પશ્ચિમ તરફ આગળ ધસતાં જહાજો હવે ધૂંધવાઈ ઉઠયાં હતાં. ત્યાં તો એટલેન્ટિકેજ તેમને ધીરવણ દેતાં નિશાન દેખાડવા માંડયાં. એક ઝાડની લીલી ડાળ, પાસેથી પસાર થઈ ગઈ. ખડક પરની થોડીક માછલીઓએ દર્શન દીધું, અને કિનારાથી દૂર ન જઈ શકે તેવાં નાજુક પંખીઓ કલરવ કરતાં ઉડતાં દેખાયાં.

"થોડા જ કલાકોમાં હવે જમીન દેખાશે" કોલંબસે જાહેર કર્યું.

આખી રાત કોઈ ઉંઘ્યું નહીં. અંધકારની આરપાર દેખવા તુતક પરની આંખોએ તાક માંડી રાખી કોલંબસ પણ સૌની સાથે બેસી રહ્યો આ દર્શન દેખવા તો એ વીશ વીશ

વરસ યુરોપભરમાં રાજાઓને કુરનીશ બજાવતો રખડયો હતો. એ પળ આવી પહોંચી એમ એને લાગ્યું. નવી દુનિયાનાં કમાડ ખોલી નાખવા એનું દિલ આતુર બન્યું.

એની નજર સામે એના જીવનના પડછાયા પસાર થતા દેખાયા. જીનોઆના બંદર પર ઉભો રહેલો ક્રિસ્ટોફર નામનો ચૌદ વરસનો એક વણકરનો છોકરો, યુરોપના જીવનમાં વાવટોળમાં હેરાનપરેશાન થતો, રખડતો રઝળતો આજે પચાસ વરસનો, નેવીગેટર બનેલો, માથા પરના ધોળા વાળવાળો દેખાયો.

જીવનની એકજ પળ પરથી ટપી જઇને જાણે એ આજે અજ્ઞાત જગતનાં બંધ કમાડોનું ઉદ્દઘાટન કરતો હોય તેમ એને લાગ્યું. એને પ્રસન્નતાનો રોમાંચ થયો અને એણે દૂર દૂર દીવો ટમટમતો દેખ્યો. એણે તે તરફ જહાજો હંકાર્યાં. બીજા દિવસે, બપોરે, પીન્ટા પરથી જમીન દેખવાનો તોપનો ધડાકો થયો.

ઈ. સ ૧૪૯૨ ના ઓકટોબરના ૧૧ મા દિવસની



ઉષામાં કોલંબસે જુની દુનિયા પરથી નીકળીને ત્રણ હજાર માઇલ પર સફર કરીને નવી દુનિયાનાં કમાડ ઉઘાડયાં. કોલંબસે કોલંબીયા શોધ્યો, તેનું એને ભાન નહોતું એણે તો ધાર્યું કે એ પોતે જાપાન પહોંચ્યો

છે અને હવે જાપાનથી ચીન અને હિંદ પહોંચી શકાશે. એને ખબર નહોતી કે એશિયા તો ખૂબ દૂર પડયો છે અને એણે જે શોધ્યો છે તે ખંડ, કોલંબીયાને બદલે અમેરિકા નામ ધારણ કરવાનો છે.

થોડા સમય સુધી એ, આ નવા ખંડના ટાપુઓમાં ભટકયા કર્યો. એની નજર જ્યાં ને ત્યાં સોનું શોધતી હતી. સોનાનાં ઘરેણાં પહેરેલાં વતનીઓનાં સુંદર રૂપ આ મહેમાન પાસે આવતાં હતાં અને તરવાર જેવું રમકડું પહેલીવાર દેખીને તેને તપાસી જોતાં, તેની ધાર પર હાથ ફેરવી જોતાં હતાં, અને લોખંડનું પહેલીવાર દર્શન કરતાં હેરત પામતાં હતાં.

કેવાં કુદરતનાં બાળકો જેવાં આ વતનીઓ ઉલ્લાસથી હસતાં હતાં! કુદરતના ખોળામાં બાંધેલા ઝૂંપડાંઓમાં, અને પાણી પરનાં નાનાં મોટાં નાવડાંઓમાં એમનો સંસાર કેવો અનુરાગ ભર્યો હતો! એમને ખબર નહોતી કે નફાખોર વેપારીની સંસ્કૃતિને લઇને પેલો ખલાસી અહીં આવી પહોચ્યો હતો. એ ખલાસીને અનુરાગી માનવોનો ઝૂંડ પૂછતો હતો, "સ્વર્ગમાંથી ઉતરી આવેલા દેવતાઓ છો, તમે!"

અને પેલા દેવતાઓ સુવર્ણ પર શિકારી નજર નાખતા, હા, પાડતા હતા.

આ દેવતાઓએ પેલા ટાપુઓનું નામ ઇન્ડીઝ પાડયું અને તેનાં માનવોનું નામ ઇન્ડીયનો પાડયું.

પછી કોલંબસે બીજી ત્રણ સફરો કરી, અને પોરટોરીકો, તથા દક્ષિણ અમેરિકા શોધી કાઢયો.

નવી દુનિયાં પર, અમેરિકા પર, શિકાર કરનારી નફાખોર માનવની શાહીવાદી સંસ્કૃતિનો પાયો નંખાયો. એ પાયા પર ઉભા રહેલા યુરોપના ગોરા શિકારીએ માનવતાનો શિકાર શરૂ કર્યો. એ પાયા પર ઉભા રહેલા, અને માલીક બનેલા શાહીવાદી નફાખોર, ટાપુઓ પરનાં વતનીઓને ગુલામ વેઠીયાંઓ બનાવ્યાં. અને તેમને પોતાની દોલત માટે હાંકવા માંડયાં. આ નફાખોર શાહીવાદનાં ઘટનાને માનવીના અનુરાગની જરૂર નહોતી. તેમની સાથે સહકાર અને સહચારની જરૂર નહોતી. આ માનવોના ટાપુઓ પર સંહારનાં હોળીઓ સળગી ઉઠી. આ મૂળ વતનીઓને તેમની જન્મભોમનાં સુંદર અને ફળદ્રુપ સ્થળો પરથી હાંકી કાઢવામાં આવ્યા, અને વેરાનો તરફ પાછાં હટાવવામાં આવ્યાં. નવા ખંડ પરનાં વતનીઓની સરહદો સંહાર પામતી પાછી હટી અને અમેરિકા ખંડ પર નફાખોર શિકારી માનવનો પાદાઘાત રોપાવા માંડયો.



પણ કોલંબસે જુની દુનિયામાં એક આખો ખંડ ઉમેરી દીધો હતો જુનું જગત અને નવું જગત એક થઇને એક મહાન જગત બની ગયું. કોલંબસને પોતાને પણ તેની

ખબર નહોતી. પછી એ મહાન શોધકને કાફલો આપીને, રવાના કરનાર પેલાં ફ્રાન્સનાં રાજારાણીએ, કોલંબસને માન આપવા જૂની દુનિયામાં કોઇ જાહેરાત કરી નહીં, કોઈ સભાઓ ભરી નહીં કે ઠરાવો કર્યા નહીં. એ રાજારાણીએ તો, કોલંબસે ૧૪ મી ફેબ્રુઆરી, ૧૪૯૩ ને રોજ, રાજારાણી જોગ લખેલા એક પત્રની નોંધ લેવાની મહેરબાની કરી.

કોલંબસ માટે, કશું કરનાર ત્યારે હતાં પણ કોણ? આજે છે તેવી નિશાળો અને વિદ્યાપીઠો હોત તો, વિદ્યાર્થીઓ, આ શોધકનું માન કરત. આજે છે તેવાં છાપાંઓ ત્યારે નીકળતાં હોત તો, છાપાંના ખબરપત્રીઓએ દોડાદોડ કરી મૂકી હોત અને એકજ રાતમાં આખી દુનિયાના રેડીયાઓ બોલી ઉઠયા હોત કે " અભિનંદન છે, તને, નવી દુનિયાના શોધક!"

પરન્તુ આજની દુનિયાએ પણ એ મહાન શોધક માટે, શું કર્યું છે? જૂની અને કોલંબસે શોધેલી નવી દુનિયાનાં તમામ માનવોએ આજે કોલંબસ તરફ અપરાધ કર્યો છે. અમેરિકાના નકશાખોરોએ જ્યારે, એ નવી દુનિયાનું નામ, એક એમેરિગો વેસપુસી નામના લેભાગુના નામ પરથી અમેરિકા પાડયું અને કોલંબીયા નહીં પાડયું ત્યારે, તેને સહન કરી લેવાનો અને એ અન્યાય સામે અવાજ નહીં ઉઠાવવાનો આપણે સૌએ અપરાધ કર્યો છે.

પણ કોલંબસે એવાં માન અપમાનની પરવા કયાં કરી હતી? પેલાં રાજારાણી તરફથી એણે હીસ પેનીઓલા નામના સ્પેઇનના સંસ્થાનમાં બેસીને ગોરા માનવના પ્રતિનિધિ તરીકે શાસન કરવા માંડયું ત્યાં તો એ મહાન શોધકને,



સોનાની ખાણો નહીં શોધી શકવાના અપરાધ માટે લોખંડની સાંકળોથી બાંધીને કેદ કરીને, રાજરાણીના અને ધર્માચાર્યોના તથા રાજન્યોના હુકમ પ્રમાણે સ્પેઈનમાં લાવવામાં આવ્યો

સંસ્થાનોમાં શિકાર કરવા નીકળેલો ગોરો માનવનો સંઘ શોધક તરફ માનવાળો નહોતો, સોનાનો ભૂખ્યો હતો, એટલે એણે, ૧૫૦૪ માં પાછા આવેલા કોલંબસના જીવનને યાતનાઓથી ભરી દીધું કંગાળ બનેલો, દુ:ખથી પિડાતો, આ મહાન નાવિક સ્પેનની ધરતી પર વેદના જેવું જીવન વીતાવીને ૧૫૦૬ ના મે મહીનાની ૨૦ મીએ મરણ પામ્યો.

ત્યારે, કોલંબસનાં વહાણોમાં નાવિક તરીકે નીકળેલો, ડી-લીઓં, હવે પોરટોરીકોનો ગવર્નર બનીને બેઠો હતો એકાવન વરસની ઉંમરે પહોંચેલો એ ગવર્નર આજે ઉદાસ હતો એની સામે મોતની છાયા દેખાતી હતી, એણે કોલંબસે શોધેલા ટાપુઓ પર ત્રાસ વર્તાવ્યા હતા અને માનવોને ગુલામ બનાવીને તેમનો સંહાર ખેલ્યા કર્યો હતો આજે એ બધાનાં મોતનો ચિત્કાર એની ઉંઘને બગાડી મૂકતો હતો, અને આ ગવર્નર ડી-લીઓં, હવે અમર બનવાની કોઈ જડીબુટ્ટી શોધતો, વહાણ હંકારતો, ટાપુઓ ખૂંદતો, ઘેલો બનીને પૂછતો હતો, “આ ધરતી પર એવી કોઇ ચીજ છે, જે



ખાવાથી શરીરને મરવુ આવે જ નહીં !" વતનીઓ કહેતાં હતાં, "છે, આ ધરતી પર એક ઝરો છે, અને જે એનું પાણી પીએ તે અમર બને છે"

"આ ધરતી પર કયાં છે એ ટાપુ ?"

"આ અનંત મહાસાગરમાં, ભગવાને કયાંક સંતાડી રાખ્યો છે, તેને અધિકારીજન શોધી શકે છે"

"હું અધિકારી નથી ? મારી પાસે સ્પેનીશ સરકારનો સર્વ અધિકાર છે, હું ગમે તે કરી શકતો નથી ?" ડી-લીઓને



તાબડતોબ સ્પેનીશ રાજારાણીએ પણ લખી નાખ્યું "તમને ઝરો જડે કે સૌથી પહેલો કળશ ભરીને મોકલી આપજો અમને!" એવો રાજદંપતિના જવાબ પછી એ ઉપડયો.

ડી-લીઓંએ ત્રણ જહાજ તૈયાર કરી દીધાં પોર્ટોરીકોના, આ સ્પેનીશ ગવર્નરની સ્વારી નીકળી ચૂકી. ટાપુઓ પરના ઝરાઓ શોધાવા માંડયા. એમ કરતાં પેલા અધિકારીઓનો કાફલો ફ્લોરીડા ટાપુ પર પહોંચ્યો. કેવી સુંદર એની

લીલોતરી હતી ! કેવી ખુશનુમા અહીંની કુદરત સ્મિત કરતી હતી ! કેવાં કલકલ કરતાં ઝરણાંઓ અહીં ઝર્યાં કરતાં હતાં અમર ઝરો હવે હાથવેંતમાં હતો એમ, ડી–લીઓને લાગ્યું, અને એણે ઝરાઓનાં પાણી ઠેકઠેકાણે જોવા માંડયાં પાણી પીતો જાય અને ડી–લીઓં, પોતાનો ચહેરો દેખતો જાય

પરન્તુ ચહેરા પરની કરચલીઓ તો ઓછી થતી નહોતી ! આંખોમાં નવું નૂર પણ આવતું નહોતું ! અને મોતનો ઝંડો ફરકાવતા હોય તેવા એના માથા પરના વાળ ઉડતા હતા !

ગોરી નફાખોરીના પૂર્વજ જેવો, આ શિકારી માનવ, એકવાર એક ઝરાના ખડક પર ઉભો હતો. સામા કિનારા પરથી એક દુઃખી વતની પુણ્ય કોપની નજર નાખતો એને જોઈ રહ્યો હતો. ડી–લીઓંએ અધિકારવાળો હાથ લંબાવીને એને હુકમ કર્યો. જવાબમાં પેલા વતનીએ નિશાન તાકર્યું અને કામઠામાંથી છૂટેલું તીર પેલા અમર બનવા માગતા યુરોપના ક્ષુદ્રલોભની છાતીમાં પેસી ગયું, અને નીચે વહેતા ઝરામાં પેલા અધિકારીનું લોહી અમર બનવા માટે એક થઈ ગયું.



# ૯. શાહીવાદનું સંસ્થાન, પૂર્વના મહાન દેશ

પૂર્વપશ્ચિમની વચ્ચેના ઉંબરા જેવું એક વખતનું નગર એલેક્ઝાંડ્રીયા ક્યારનું ય અસ્ત પામી ગયું હતું. હવે



તો જીનોવા અને વેનીસ, ઇટાલીનાં આ બે સમુદ્રનગરો, પૂર્વ પશ્ચિમનો ઉંબરો બની ગયાં હતાં પૂર્વમાંથી વહી આવતી ધનદોલત, હીરા અને ઝવેરાત, સોનું અને રેશમ, અને મરીમસાલા અને તેજાના એ બધું અહીંથી પશ્ચિમ તરફ વહ્યા કરતું હતું વેપારીઓની કોઠીઓ અહીં દિવસરાત ધમધમી રહેતી હતી.

પણ ધારો કે આ રસ્તાઓ બંધ- થઇ જાય તો....!

આ સવાલ જ કેવો ગંભીર હતો. તાજવાળા રાજાઓ અને એન જ એવા વેપારીઓ, એટલે તો જહાજોની વણઝારોને સજી સજીને મહાન પૂર્વ દેશોના નવા રસ્તા શોધી કાઢવા રવાના કરતા હતા

નાવિકો પણ કઠણ કાળજાના ઘડાયા હતા. જૂવાનો અજ્ઞાત અંધકારમાં ઉપડી જવા પડાપડી કરતા હતા. સાહસિકોને શૂરાતન ચઢતાં હતાં. અજ્ઞાત મહાસાગર આ ખેલાડીઓમાં થડકાર જન્માવતો, ભયાનકતા સાથે પ્રેમ કરવા આવાહન આપતો ઘૂઘવતો હતો.

જીબ્રાલ્ટરની પેલે પાર ! કયાં ? જ્યાં જવાય ત્યાં ગમે ત્યાં, પૂર્વના મહાન દેશ પર પહોંચી જવા જહાજો નીકળી પડતાં હતાં.

જીબ્રાલ્ટર પર અધીરા કદમ એકજ પળ અટકીને પછી અનંત સાગર પર ઉછળતા હતા. જીબ્રાલ્ટરને છોડીને કેટલાંક જહાજો જમણી તરફ દોટ દેતાં હતાં, કોઈ ડાબી પડખે હંકારી મૂકતાં હતાં તો કોઇ નાકની દાંડી સામે અગમ કેડી પર અલોપ થઈ જતાં હતા.

ડોરીઓ અને વીવાલ્ડો બંન્ને સગા ભાઈઓ હતા. બંન્નેએ જીબ્રાલ્ટર પરથી છલંગ દઈને સામે મોઢે શઢ તાણ્યાં બંન્નેને ભારતદેશ પર પહોંચવું હતું, પણ બંન્ને ગયા તે ગયા. મહાસાગરના ઘાડા અંધકારે બંન્નેને જહાજો અને ખલાસીઓ સાથે પોતાની અંદર શમાવી દીધા.

ફીરંગીઓએ ડાબે પડખે દોટ દીધી. એમણે આફ્રિકાના પશ્ચિમ કિનારે સાવચેતીથી હંકાર્યું અને 'કેપ, બોજાડોર' આગળ થંભી જઈને નજર લંબાવી. મહાસાગરે ઘૂઘવાટ કરીને તેમને પડકાર્યા કે, અહીંથી પાછા વળો, જો જીવવાનો ખપ કરો તો !

પેલા પાછા વળ્યા અને "કેપ બોજાડોરનું નામ "કેપ, નો" પાડતા ગયા.

પણ બીજા માથાના ફરેલા નીકળ્યા તેમણે પાછા ફરવાની ના પાડી. તેમણે કેપ, બોજાડોરનું નામ, "કેપ, યસ" પાડયું અને કહ્યું, મહાસાગર ઘૂઘવતી વાણીમાં એમ કહે છે કે. "આગળ વધો!" અને માનવીનો જહાજી કદમ આગળ ધપ્યો. ફીરંગી માનવીનો આ કદમ હતો જેમ એ નાવિકો આગળ વધ્યા તેમ તેમણે નકશો દોર્યો. દક્ષિણ તરફના સાગરના નકશા પર ફિરંગી ઝંડા ચિતરાઈ ગયા.

એક બીજી ભૂશિર પર ફિરંગી બારથોલોમીયો, ડીઆઝ, થંભી ગયો તોફાની સાગરના નામ પરથી એ ભૂશિરનું નામ એણે, "કેપ ઓફ સ્ટોર્મ" પાડયું. પણ હિંદ પર, ભારતદેશ પર નિશાન તાકીને નીકળેલો ફીરંગી સાગર માનવ પછો હટયો નહી પોર્ટુગાલના રાજાએ હુકમ કર્યો કે, '"કેપ ઓફ સ્ટોર્મનું નવું નામ, "કેપ ઓફ ગુડહોપ" પાડો

વાસકો–દા–ગામા એ નવું નામ સાર્થક કર્યુ. એણે અફ્રિકાની પ્રદક્ષિણા કરીને "કેપ ઓફ ગુડહોપ"ને નમન



કરીને પૂર્વ તરફ હાંકી મૂકયું. મહાસાગરનાં તોફાનોની એણે પરવા કરી નહીં. એની નજર સામે મહાન પૂર્વદેશની મલબાર પર્વતમાળા નજરે પડી. એણે પૂર્વની ભૂમિ પર લંગર નાખ્યું અને કાલીકટ નામના

બંદરમાં ઉતરીને, ત્યાંના રત્નજડિત રજવાડાને કુરનીશ બજાવી ત્યારે ૧૪૯૮ની સાલના મે મહીનાનો સત્તરમો દિવસ હતો.

આ વાતને થોડાંક વરસો વહી ગયા પછી મેંગેલનના જહાજના કેદી ખલાસીઓને કોચીનનો પોર્ટુગીઝ ગવર્નર બોલાવતો હતો. એ ગવર્નરનું નામ વાસ્કો-ડા-ગામા હતું. ઈ. સ ૧૪૬૦માં પોર્ટુગાલમાં જન્મ પામીને સાડત્રીસ વરસની ઉંમરમાં ખલાસી તરીકે મશહૂર બનીને એટલેન્ટિક મહાસાગરમાં ઝંપલાવીને છન્નુ દિવસમાં એણે દરિયો ખેડી નાખ્યો હતો અને સાહસકથા જેવી સફરને મહાસાગરનાં પાણી પર આલેખતો મોમ્બાસા પહોંચ્યો હતો. મોમ્બાસાથી એક અરબ ખલાસી એનો ભોમીયો બન્યો અને હિંદી મહાસાગર પર ગોરામાનવનું ધનદોલત લૂંટનારૂં અને શાહીવાદનાં થાણાં શોધનારૂં જહાજ પહેલીવાર ૧૪૯૮ માં આવી પહોંચ્યું હતું.

હિંદી ભૂમિ પર સોનાના, હીરામોતીના, ઝવેરાતના ઢગલા દેખતી, ભૂખી નજર યુરોપના સાહસિકોને ઉજાગરા કરાવતી હતી, તેજ ભૂમિ પરના કાલીકટના બંદર પર શાહીવાદી જહાજ લંગારાયું હતું. એ જહાજમાંથી રજવાડાને જેણે કુરનીશ



બજાવી હતી તેવા પોર્ટુગીઝ શાહીવાદે કોચીનમાં થાણું

નાખી દીધું હતું અને જાહેર કર્યું હતું કે ભારતની ભૂમિનો આ ભાગ પોર્ટુગલનો એક વિભાગ છે. એ વિભાગ પર પેલો નાવિક ગવર્નર બનીને, પોતાની જીંદગીના છેલ્લા દિવસો પસાર કરતો, સોનામાં આળોટતો પડયો હતો ત્યારે, પોતાના ટરનેટ થાણા પર ગિરફતાર થઈને, ટ્રીનીડાડ નામનું જહાજ કેદી ખલાસીઓ સાથે આવી પહોંચીને પેલા નાવિક ગવર્નરને પોતાની આપવીતી કહેતું હતું. તેમને મરવા પડેલો, નાવિક ગવર્નર ગામા કહેતો હતો, " પણ તમે નવું કશું નથી શોધ્યું. પાસિફિક મહાસાગરની ભાળ તો બાલબોઆએ આપી દીધી હતી, મેગેલને તેનું નામ પાડયું એટલું જ. મોલુકાસનો ટાપુ તો અમે પોર્ટુગીઝોએ શોધી કાઢયો તે પહેલાં શોધાયેલોજ પડયો હતો!

" પણ હવે જગત કહી નહીં શકે કે...." કેદી ખલાસી બોલી ઉઠયો, " કે આ દુનિયાનો આકાર ટેબલ જેવો સપાટ છે. આજે ઈ. સ. ૧૫૨૦ની સાલની એ સાબીતી મેગેલને દીધી છે."

પેલો વૃદ્ધ ગામા બોલી ઉઠયો, " હું ભારતના કિનારા પર આફ્રિકાથી આવી ચઢયો ત્યારે આફ્રિકાને આખો ખંડ પૂરવાર કરીને આવ્યો અને કાલીકટ પહોંચ્યો. મેગેલન સાથે તમારી મારફત આજે મારૂં મિલન થયું. ટોલેમી આજે પરાજય પામ્યો છે. પૃથ્વી ગોળ છે, તે વાત પૂરવાર થઈ ગઈ છે."

એમ કહીને ગામાએ આ કેદી ખલાસીઓને પોતાના વતન સ્પેઈન પર પહોંચાડી દેવાનો હુકમ કર્યો, અને બોલ્યો, " ગોળાકાર પૃથ્વીની હવે પ્રદક્ષિણા પણ કરી જ શકાશે."

ગોળાકાર પૃથ્વીની પ્રદક્ષિણા કરતો યુરોપનો શાહીવાદ હવે નીકળી ચૂક્યો હતો. આજે ભારતદેશ પર તેના પગ પડતા હતા. આવતીકાલે ભારતના બાંધવરાષ્ટ્ર ચીન પર એનો આઘાત ઉતરવાનો હતો. એ બનાવની આશંકા એક કાંગ–શી નામનો ચીન દેશનો શહેનશાહ કરતો હતો અને કહેતો હતો,"આપણે બીક પામવા જેવું અને ચિંતા કરવા જેવું છે. મને લાગે છે કે ચીન પર લુંટફાટ કરવા માટે સમુદ્રો ઓળંગીને પશ્ચિમના કાફલાઓ અહીં આવી પહોંચશે"



ઈ. સ. ૧૭૯૬મા એ સમય આવી પહોંચ્યો. અંગ્રેજી રાજા ત્રીજો જ્યોર્જ, ચીની શહેનશાહ શીંગ–લુંગના દરબારમાં, કુરનીશ બજાવીને ચીન પર અંગ્રેજી શાહીવાદની વેપારી લૂંટ કાયમ કરવાના પરવાના આપવાની અરજ અને ગુજારવા એક કમિશન મોકલી આપ્યું અને શહેનશાહ શીંગ–લુંગે અંગ્રેજ રાજા જ્યોર્જ ત્રીજાને નીચે પ્રમાણે જવાબ લખીને કમિશનને પાછું રવાના કર્યું.

'બીજા દેશોમાં ઉત્પન્ન થતી વસ્તુઓની અમારે જરૂર નથી, તથા તમારા દેશમાં બનતી વસ્તુઓની પણ અમારે જરૂર નથી. આપ નામદારની વિનંતીને મારો એ જવાબ છે કે આપના પ્રતિનિધિની અમારા દરબારમાં નિમણૂંક કરવી તે અમારા રાજકીય રિવાજથી વિરુદ્ધ છે. મેં આપની પાસે મારાં દૃષ્ટિબિંદુઓ મૂક્યાં છે અને આપ નામદારે મોકલેલા પ્રતિનિધિઓને શાંતિથી ઘેર પહોંચી જવા રવાના કર્યા છે.મારી લાગણીને આ બાબતમાં માન આપવું તથા આપે આપના પોતાના દેશનો વહીવટ સંભાળવો તે આપને માટે યોગ્ય છે.'

આવા મગરૂર શબ્દોમાં ચીનનાં કમાડ ખખડાવતા ઊભેલા શાહીવાદી ખંજરને ચિનાઈ શહેનશાહ પાછા જવાનું કહેતો હતો પણ ચીનની ગરદન પર ભોંકાવા તકાઈ રહેલા એ ખંજર પાછળ ઉદ્યોગવાદનાં યંત્રો ફરતાં હતાં તેની તેને ખબર નહોતી. ચીન પર અંગ્રેજી શાહીવાદ અફીણ ઘોળનો ઊભો હતો અને વેપાર માગતો હતો; 'વેપાર આપો, આપવો જ પડશે,....અફીણ લો અફીણ, અફીણ લેવું જ પડશે.'

# ૧૦. પ્રશાન્ત સાગર પરની અગ્નિરેખા

આજે તો, સૌ જાણે છે કે પ્રશાન્ત સાગર અથવા પેસિફિક મહાસાગર સૌથી મોટો છે અને સૌથી વધારે ઊંડો છે.

આપણી ધરતી પર, ૬૮,૬૩૪,૦૦૦ ચોરસ માઈલ પર પાસિફિકનાં પાણી પથરાયલાં છે. ફીલીપાઇન્સ અને જાપાનની વચ્ચે આ જલધિનું ઉંડાણ, ૩૪,૨૧૦ ફીટ જેટલું, એટલે એની અંદર જગન્માતા, અથવા આજે તેનસીંગ શિખરને (એવરેસ્ટ) જે ધરતી પરનો સૌથી ઉંચો પર્વત છે તેને ઉભો રાખવામાં આવે તો, પૃથ્વીનો એ માનદંડ પાસિફિકના કાળાંની અંદર ઉતરી જાય તથા જ્યાં તેનસીંગ ઉભો હતો, તે ટોચ, પાસિફિકનાં પાણીમાં પાંચ હજાર ફીટ નીચે હોય. આ સાગરનો અથવા વિસ્તાર પણ એવો અનંત જેવો છે. એ વિસ્તાર, ઉત્તર અને દક્ષિણ અમેરિકાખંડથી, ચાર ગણો મોટો છે, એશિયાખંડથી ચારગણો મોટો છે અને ગરીબ બિચારા યુરોપખંડ કરતાં તો તે વીશ ગણો મોટો છે.

અધધધધ, થઈ જાય તેવો આ વિશાળ મહાસાગર આપણી ધરતી પર જીવતો જાગતો પડયો છે, એટલું જ નહીં પણ ત્યારે તો તેની અંદર હજારો ટાપુઓ છે તેવું કશું જ્ઞાન પણ ત્યારના જગતને હતું નહીં.

ત્યારનું જગત એટલે બાદશાહોના, સમયનું જગત. એ સમયના જગતમાં, સ્પેઇન પોતાનાં મોટાં વજનદાર, કિલ્લાઓ જેવાં જહાજોને લઇને જગતને શોધવા અને શોધાયલા પ્રદેશો પર પોતાનાં શિકારખાનાંઓ શરૂ કરવા સૌથી પહેલું નીકળી પડ્યું હતું. સ્પેઇનના સાહસિક શોધકો મોટાં લાંબા લાંબા નામોને



ધારણ કરીને જહાજ પર સ્પેઇનનાં રજવાડાંનો અને શ્રીમંતોનો વાવટો ફરકાવતા, સમુદ્રોમાં ફરતા હતા. આ બધા 'ડોન' કહેવાતા ઉમરાવજાદાઓ હતા, અને તેમનાં નામો જ, જાણે શાંત જગતમાં તલવારો ખેંચીને તેની ઉંઘને ઉડાડી નાખતા, એક નહીં પણ અનેક નાના મોટા સીઝરો જેવી કિકીયારી જગવતા ફરતા હતા

એમ ફરવા પાછળ આ સાહસિકોનો, ખાનગી અને મુખ્ય હેતુ સમશેરના જોર પર નસીબ ઘડવાનો હતો. આ નસીબનાં અવનવાં ચિત્રો એમના મનમાં રમતાં હતાં. "એમાં આ, ડોન, પોતે શોધેલા, દેશ, પ્રદેશમાં સીઝર જેવો માંધાતા બને....એ પ્રદેશમાંથી સોનું અને દોલત લઈ જઇને પોતાના સ્પેઇનના મહાલયમાં રંગની રેલમછેલ જમાવે, ત્યાંના આરામગાહોમાં, પકડી આણેલા ગુલામો, પાણી ભરાવે, પગચંપી કરાવે અને પંખા હલાવે....અને સ્વર્ગ જેવા સ્પેઇનમાં, ડોન દેવતાઓ

આનંદમાં જ આળોટતા હોય....” એવાં સ્વપ્નો એમનાં પોતાનાં અંગત હતાં. એ સ્વપ્નોના આકાર ઘડવા એ બધા, રાજા-રાણી અને ધર્માચાર્યોના આશીર્વાદ લઈને નીકળી પડયા હતા અને લાખો નરનારીઓને પોતે શોધેલા પ્રદેશ પરનાં વતનીઓને, ‘નેટીવોને’ કહેતા હતા કે, “આજથી આ પ્રદેશ સ્પેઈનનો છે.” આ બાબતની સાબીતી માટે એ પ્રદેશ પર સ્પેઈનનાં “મોસ્ટ કેથોલીક મેજીસ્ટી” નો વાવટો રોપીને, નર અને નારી અને બાળકોને બીલકુલ સમાનભાવે, એક સાથે, સ્પેઈનને માટે, દોલતના ઢગલા, સોનું, રૂપુ, રબ્બર, મશાલા, હીરા, માણેક....વિગેરે પીઠ પર લાદવાનો અને પોતાનાં જહાજોમાં ઠાલવવાનો હુકમ કરતા હતા

એવા સ્પેઈનની હકુમતવાળા જગતમાં, બીચારો, બાલબોઆ એક અદનો સ્પેનીશ માનવ હતો. કોઈ જાજરમાન ડોનો જેવો એ ભરાવદાર ઉમરાવ પણ નહનો, અને બધા સાહસિકોનાં દિલમાં હતાં તેવાં રંગરાગ અને શિકાર કરવાનાં સ્વપ્નોય એનાં નહોતાં. એના દિલમાં દરિયા પર પ્રેમ હતો. એની અંદર નવું જગત દેખવાની ખેંચ હતી. એટલા માટે એણે પણ નમનતાઈથી સ્પેનીશ દરબારમાં અરજ ગુજારી. સ્પેઈનમાં જાણીતો બનેલો આ નાવિક, વાસ્કો, નુનેઝ-ડી બાલ્બોઆના નામથી ઓળખાતો હતો અને એ, જેરેઝ-ડી-લોસ, કેબેલેરોસ, નામના કસ્બાનો, ઈસટ્રેમેડુરા પ્રાંતનો વતની હતો, અને સ્પેઈનની સરકારે જગતને શોધવાના શરૂ કરેલા, સમયમાં જનમ્યો હતો, અને હાયટી તથા સાન-ડોમીંગોના નામવાળા, ત્યારે સ્પેનીશ હકુમત નીચે, હીસપેનીઓલાના પ્રદેશમાં એ પણ આવી પહોંચ્યો.



ટેકવીને ઉભો, અને જે દેખાવ એની નજર સામે દેખાયો તેનાથી એની તાજુબીનો પાર રહ્યો નહીં. એટલેન્ટિક અને પાસિફિક મહાસાગરોને જુદા પાડી દેતી, ડેરીયનની જમીન પટ્ટી, જેમાં ભયાનક જંગલો, ભયાનક જંગલીઓ અને ભયાનક મગરો ઉભરાતાં હતાં, તે પટ્ટીના માથા પર ઉભા રહીને એણે અનંત સુધી પથરાયલા મહાસાગરનાં દર્શન કર્યાં.

બાલબોઆએ પાસિફિક મહાસાગર શોધી કાઢયો. એણે પનમા પર સ્પેનીશ થાણું નાખ્યું અને પાસિફિક મહાસાગર તરફ નવાં જહાજો બંધાવવા માંડયાં, કારણકે પેલો સોનેરી ટાપુ શોધવાનો હજુ બાકી હતો.

પછી ડેરીયનમાં આવેલા સ્પેનીશ ગવર્નરે બાલબોઆને, પોતાને મળવા માટે બોલાવ્યો મહાન માનથી પોતાને નવાજવામાં આવશે એવા આનંદભેર બાલબોઆ ગવર્નર પાસે પહોંચ્યો

ત્યાં એ ગિરફતાર થયો ગવર્નરની ખાસ અદાલને તરત જ ચૂકાદો આપ્યો. બાલબોઆનું કોલંબસ જેવું મહાન માથું કાપી લેવામાં આવ્યું. સોનેરી હકુમતે પાસિફિકના શોધકને આ રીતે નવાજી નાખ્યો.

પણ પનામા સ્પેનીશ સરકારનું મુખ્ય થાણું બન્યું. આ થાણા પર સ્પેનીશ હકુમતવાળાં પૂર્વના બધાં મથકોમાંથી મનીલા થઈને દોલતના ઢગલાઓથી ઊભરાતાં સ્પેનીશ જહાજો ઠલવાવા લાગ્યાં

પછી એ બધા દોલતના ઢગલાઓ, નેટીવોની ગરદન પર ચઢીને, માનવતાની લોહી ઝરતી ખાધ પર ઝૂરતા એક મહાસાગરના કિનારા પરથી બીજા મહાસાગરના કિનારા પર ઉભેલાં એટલેન્ટિકના વહાણોમાં ઠલવાતા

પૂર્વની દુનિયાની દોલતના ભંડાર એ રીતે સ્પેઈનમાં ઠલવાયા કર્યા દુનિયાના એક છેડેથી બીજા છેડા પર એ રીતે અઢી સૈકાઓ સુધી એશિયામાંથી અને કોલંબસે શોધેલા નવા ખંડમાથી, સોનું, ચાંદી વિગેરે દોલતો યુરોપમાં ખડકાયા કરી

એવો એટલેન્ટિક અને પેસિફિકનો સંબંધ સંધાયો. યુરોપની દુનિયાએ ઘણી મોટી દુનિયા પર પોતાની હકુમતી એકતા બેસાડી એશિયા અને કોલંબિયાએ યુરોપની કાયામાં દોલતના ઢગલા નાખ્યા પાસિફિક પરનાં સફરી જહાજોની અગ્નિશિખા, વિશાળ બનતી દુનિયાની અગ્નિ પરિક્ષા જેવી આકરી બની

યુરોપની દુનિયા આ પરસ્પરતામાંથી નવુ કલેવર ધારણ કરવા લાગી હજુ દશ જ સૈકા પર ચાલણી નાણાના પણ ભાન વિનાની યુરોપની માનવતામા હવે, યુરોપની જીવન ઘટનાના વર્ગો બદલાવા માડયા

યુરોપની પદાર્થ કાયામાંથી ઉત્થાનયુગનો પ્રકાશ ફૂટવા માડયો યુરોપમાં "રેફરમેશન" નામની હીલચાલ સળગતી દેખાઈ

સ્પેઈનનાં ઉમરાવજાદાઓ અને શ્રીમંતોએ અહીં સ્પેનીશ હકુમત શરૂ કરી દીધી હતી. અહીંનાં બધાં ઘરોમાં અને મિલનમાં વાતચીતનો મુખ્ય વિષય સુવર્ણ હતું. એ ગૂઢ એવી ધાતુ વડે જ સંસારનાં બધાં અમનચમન ખરીદી શકાતાં હતાં. એજ ધાતુ હોય તેની યુરોપમાં આબરૂ હતી અને માન હતું. એ ધાતુએ સૌનાં દિલમાં ઈચ્છાઓની, ઉપભોગોની આગ સળગાવી હતી. કોલંબસને એ બધાંઓ આજે ગાળો દેતાં હતાં કારણકે તેણે સોનું શોધ્યું નહોતું.

કોલંબસના મોતને આજે પચીસ વરસ વહી ગયાં હતાં પચીસ વરસમાં સોનું માલમ પડયું હતું પણ ચપટી સોનાથી સાગર જેવડું પેટ ભરાય કેવી રીતે ? સોનાના ઢગલા હોય એવા પ્રદેશો હતા તો ખરાજ પણ કયાં હતા ?

બાલબોઆ, બસો માણસો અને જહાજો લઈને સોનાના નામમાં, સ્પેઈનની હકુમત ધરીને નીકળી પડયો. એને સૌએ કહ્યું હતું કે કોયબા નામનો ટાપુ શોધી કાઢજો, ત્યાં બધું સોનાનું જ બનેલું છે.

બાલબોઆએ સફરી વહાણો હંકાર્યાં. ઉત્તર એટલાન્ટિકમાં એ ડેરીયન આગળ આવી પહોંચ્યો. સોનાથી ઉભરાતો કેયબા ટાપુ શોધી કાઢવાની એની ઈચ્છા પ્રબળ હતી. એણે પનામાની સામુદ્રધૂની ઓળંગી. એણે સ્પેઈનના "મોસ્ટ કેથોલીક" મહારાજાને સંદેશો મોકલ્યો કે પોતે ડેરીયનથી આગળ વધે છે.

એણે સ્પેઈનની હકુમતની ઘાતકતા નીચે નેટીવોને એકઠાં કર્યાં. એણે ભયાનક અરણ્યોમાંથી આગળ વધવા માંડયું. સ્પેઈનની હકુમતનો આ રસાલો સગવડનાં બધાં

સાધનો લઇને આગળ ચાલ્યો. બોન્તઓ, અને જુલ્મના સિતમ નીચે નેટીવો મરતાં ગયાં, પણ બીજાં પકડાતાં ગયાં અને મોસ્ટ કેથેલિક મહારાજાની સ્પેનીશ સંસ્કૃતિ આગળ વધી.

બાલબોઆ ઘાતકી નહોતો. પણ પેલી સંસ્કૃતિના શિસ્ત પ્રમાણે, આગળ વધવાનો આ ક્રમ છોડવાની એની તાકાત નહોતી. માત્ર નેટીવ અથવા વતનીની, જાત પર બનતા સુધી તલવાર વાપરીને તલવારનું ઈસાઇ પાનું ભ્રષ્ટ નહીં કરવાની પોપની આજ્ઞા હતી એટલાજ માટે અણિદાર કાનવાળા અને લાંબી ગરદનવાળા શિકારી કુતરાઓની ટુકડીઓ આ સસ્કૃતિની આગેકૂચનું મુખ્ય અગ હતું. આ શિકારી કુતરાઓ, સ્પેનીશ ઉમરાવોના સંસારની શોભા જેવા હતા. આ કુતરાઓ, પોતાનાં શેઠ અને શેઠાણીના ખોળામાં બેસીને તેમના હોઠ ચાટવા સુધીનું વહાલ બતાવી શકતા હતા એ કુતરાઓની ટુકડીઓ વડે, હકુમતનો અનાદર કરનારાં નેટીવોને કેદીઓ બનાવીને, આ કેદીઓનો તલવારના સ્પર્શ વિના દેહાંત કરાવવામાં આવતો.

આ પ્રમાણે આગળ વધતો બાલબોઆ ભયાનક અરણ્યો વટાવી ગયો. ત્યાર પછી એની સામે એક પર્વતમાળા એનો રસ્તો રોકીને ઉભી. પણ મક્કમ નિરધારવાળો આ સાહસિક અટક્યો નહીં. એણે સૌથી ઉચું શિખર ચડવા માંડયું સાંજ પડવા આવી પણ એનો પગ થંભ્યો નહીં. એણે ટોચ પર જઇને રાત ગાળવાનું જણાવી દીધું.

ઈ. સ. ૧૫૧૩ ના સપ્ટેંબરના ૨૫ મા દિવસના સાયંકાળે, એ શિખરનો ટોચ પર સ્પેનીશ હકુમતની તલવાર

## ૧૧. મેગેલન

ઇ. સ. ૧૪૯૨ માં કોલંબસે કયા "ઈન્ડીઝ" શોધી કાઢયા હતા તેનો પુરો ખ્યાલ બંધાય તે પહેલાં જ ઇ. સ. ૧૫૧૩ માં બાલબોઆએ, એક નવો મહાસાગર દેખાડી દીધો. હજુ સુધી સ્પેનના મહાન પંડિત પાદરીઓ બાઈબલની ભૂગોળથી જ દુનિયાને માપતા બેઠા હતા. તેમણે નવા મહાસાગરની વાતને માનવાનીજ ના પાડી દીધી.



છતાં ઝડપથી બદલાતી જતી દુનિયામાં તેમણે સ્વીકારવા માંડયું હતું કે પૃથ્વી ગોળ નહીં હોય, પણ વાંકીચૂકી તો લાગે છે!

ત્યાં તો વાંકીચૂંકી પૃથ્વી પર સાહસિકોનાં સફરી જહાજો દોડાવતી પોર્ટુગલ અને સ્પેનની સરકારો એકબીજાના એકઠા થઈ જતા રસ્તાઓ પર અથડાઈ પડી. બન્ને ઈસાઈ સરકારો બાથંબાથ આવી જાય તે બાબત ઠીક નહીં હોવાથી

પોપે દરમ્યાનગીરી કરી અને આ બંને ઇસાઇ સરકારોને ધરતી પર ઉત્તર છેડાથી દક્ષિણ છેડા સુધી એક લીટી દોરી દઈને, આ આખી દુનિયાના બે ભાગ પાડીને, પૂર્વ તરફનો અધો ભાગ પોર્ટુગીઝે ને આપી દીધો અને પશ્ચિમ તરફનો અધો ભાગ સ્પેઇનને દઈ દીધો. આખા જગતનું દાન કરતા આ મહાન દાનવીરે, એઝોર્સથી ત્રણસો માઇલ દૂરથી જગતના બે ભાગ પાડવાની ઉત્તર–દક્ષિણની લીટી દોરી નાખી.

પણ પલટાતી જતી દુનિયાની વાત આટલાથી પતી જાય તેમ નહોતું. આવડીમોટી વિશાળ ધરતી પર, આખી ધરતીની માલીકીનો, ધર્માધિકાર લઇને નીકળતા પોર્ટુગલના અને સ્પેઈનના સાહસિકોની અથડાઅથડી ચલુ રહી "વેસ્ટ ઈન્ડીઝ" નો પ્રદેશ, જે હવે અમેરિકાના નામથી જાણીતો બનતો હતો, તે પ્રદેશ ઉપરાંત બીજા ઇસ્ટ ઇન્ડીઝના પ્રદેશો પણ હતા. પણ ધારો કે કોઇ સાહસિકો આ બેમાંથી ગમે ત્યાં ઉતરી પડીને 'ઇન્ડીઝ" નામ બોલીને, તેના પર લૂંટ ચલાવવા માડે તો, તેનો સાચો અધિકારી કોણ ગણાય?

અંદર અંદર. બાથંબાથ આવી ગએલા બંને ઇસાઈ શિકારીઓને પેલા મહાન દાનવીર પોપે, ધરતીના બે ભાગ પાડીને દરેકને એક એક ભાગ આપ્યા પછી, સ્પેઇનનો "મોસ્ટ કેથોલિક મહારાજા" એમ નકકી કરવા માગતો હતો, કે કોલંબસે શોધેલાં "વેસ્ટ ઇન્ડીઝ" ઉપરાંત 'ઇન્ડીઝ' નામે જાણીતા ટાપુઓ પણ પોતાના વિભાગમાં જ હતા

એ માટે એટલા પૂરતી ભૂગોળ નકકી કરી આપનાર નાવિકની સ્પેનને જરૂર હતી એટલે ફરનાઆન્ડી–માગાલીસ

નામનો એક પોર્ટુગીઝ નાવિક સ્પેઇનમાં આવી પહોંચ્યો. મેગેલનના નામથી જાણીતો બનેલો એ પોર્ટુગીઝ નાવિક સ્પેઇનની નોકરી કરવા તૈયાર હતો. જ્યાં સોનું મળે ત્યાં ચાકરી કરવાનું ચલણી નાણું હવે યુરોપની દુનિયાએ સ્વીકા-રવા માંડ્યું હતું. એટલે તો કોલંબસ ઇટાલીયન હતો છતાં સ્પેઇનની સેવા કરતો હતો કેબોટ બીજો ઇટાલીયન હતો અને ઈંગ્લેંડનો નાવિક બન્યો હતો. અને હડસન અંગ્રેજ હતો પણ ડચનો નાવિક હતો.

મેગેલન પણ સ્પેઇનના અઢાર વરસની ઉંમરના રાજા ચાર્લ્સ પાસે આવી પહોંચ્યો અને બોલ્યો, " હું મહાસાગરમાં એક નવો જ રસ્તો શોધી કાઢીશ જે રસ્તો સાચા " ઇન્ડીઝ " થી " વેસ્ટ ઇન્ડીઝ " ને જુદા પાડી શકશે. આમ કરવા માટે મારી યોજના એવી છે કે, હું દક્ષિણ તરફ હંકારી જઈશ અને પછી અનંત જેવા કિનારામાંથી કોઈ એવો રસ્તો શોધી કાઢીશ કે જેમાં થઈને બાલબોઆએ શોધેલા નવીન મહાસાગરમાં ચૂપચાપ પેસી જઈ શકાય "

સ્પેનીશ રજવાડાને ગળે આ વાત ઉતરી ગઈ. જો એમ બને તો સીધા ઇસ્ટ ઇન્ડીઝ સાથે વેપાર કરવા માટે સ્પેઇન બારોબાર સરકી જઈ શકે.

ઈ. સ. ૧૫૧૯ ના ઓગસ્ટના ૧૦ મા દિવસે મેગેલનનાં જહાજોના શઢ ખેંચાયા. મેગેલનનો કાફલો દક્ષિણ તરફ રેડયો અને ગીની પહોંચ્યો. પછી ત્યાંથી મેગેલને પશ્ચિમને રસ્તે હંકાર્યું, અને સીલવર નદીથી એણે દક્ષિણનો માર્ગ લીધો.



પણ પછી ભયંકર ઠંડીમાં સૌ સપડાયા. ખલાસીઓએ બળવો કર્યો. મેગેલનને આ તોફાનની આગેવાનીકરનાર વીટોરીયા જહાજના અને એન્ટોનીયો જહાજના કેપ્ટનોને મારી નાખ્યા તથા કોનસેપશન જહાજના કેપ્ટનને લોખંડી સાંકળોથી જકડી લીધો.

ઓગસ્ટની ૨૪ મી તારીખે મેગેલન પાછો દક્ષિણ તરફ આગળ વધ્યો. હવે પાછા ફરવાની વાત કરનારને ફાંસીએ લટકાવી દેવાનો એણે હુકમ કાઢયો પણ એક એન્ટોનીઓ નામનું જહાજ નાઠું અને ઊત્તર તરફ દોડતું ત્રણ મહિનામાં સ્પેઇન ભેગું થઇ ગયું

એણે એટલેન્ટિકના કિનારા પરના ત્યાં આગળના વતનીઓ સાથે સારો વર્તાવ કર્યો મોટા પગવાળા માનવોના એ પ્રદેશનું નામ (પેટાગોનીસ એટલે મોટા પગવાળા પ્રદેશનું નામ) પેટાગોનીયા આપ્યું. હવે એ પેટાગોનીયાના કિનારાના છેડા પરથી ઉતરમાંથી દક્ષિણના પ્રદેશ પર દેખતો હતો. એ બે પ્રદેશો વચ્ચેના પાણીના પ્રવાહની અંદર પેસતાં પહેલાં દક્ષિણના પ્રદેશ પર રોજ રાતના સળગતો અગ્નિ દેખાતો હતો. એ અગ્નિના દેખાવ ઉપરથી, પેટાગોનિયાની સામેના પ્રદેશનું નામ એણે ટીરા-દેલ-ફ્યુગો પાડયું.

મેગેલન હવે, પેન્ટેગોનીયા અને ટીરા-ડેલ ફ્યુગોની વચ્ચેના પાણીના પ્રદેશમાં પેઠો. વીશ દિવસ સુધી એણે

હંકાર્યા કર્યું. આ વીશ દિવસ વસમા નીવડયા. વરસાદ અને કરા વરસાવતો હારી નાખે તેવો પવન વીશ દિવસ સુધી, આ સાહસિકો પર આફત બનીને ફૂંકાયા કર્યો.

દુઃખના વીશ દહાડા પછી પેલી પાણીની પટી એક મોટા મહાસાગરમાં જોડાઈ ગઈ આ નવીન મહાસાગર



ભૂરા આકાશ નીચે અનંત શાંતિમાં પથરાયેલો દેખાયો. મેગેલને આ મહાસાગરનું નામ શાંતિ મહાસાગર અથવા પ્રશાન્ત સાગર પાડયું. બાલબોઆએ ડેરીયનની ટોચ પરથી દેખેલો આ મહાસાગર મેગેલનને હાથે નામ પામ્યો, અને પેલી પાણીની પટી મેગેલનની સ્ટ્રેઇટ કહેવાઈ.

અને પ્રશાન્તમાં પશ્ચિમ ઉત્તર તરફ એણે આંખો મીચીને હંકાર્યું. મહીનાઓ વીતી ગયા છતાં, પર્વતની કોઇ ટોચ દેખાઇ નહીં કે નાળિએરીનું એક ઝાડ દેખાયું નહી અનંત સાગરમાં એનો દાણોપાણી ખૂટી ગયો થોડા થોડા ચોખા પણ છેવટે ખૂટી ગયા. રાંધવા માટે ખારૂં પાણી જ વાપરવાની ફરજ પડી ચોખા ખતમ થયા પછી બળદનાં સુકાં ચામડાંને કુવાથંભની આસપાસથી ઉખડીને ઉકાળીને ખાવાં પડયાં, અને છેવટે લાકડાનો વેર ખઇને જીવતરને ધારણ કરી રહેલા આ સાહસિકોએ બે નાના ટાપુઓ દીઠા પણ આ ટાપુઓ પાણી કે ખોરાક વિનાના,

સાવ વેરાન હતા. પછી મેગેલનનો કાફલો આગળ ચાલ્યો વહાણુની અંદરનો છેલ્લો ઉંદર ખાઇ જઇને ભૂખની યાતનાને અઠાણુ દિવસભર ધારણ કરી રહેલા સાહસિકો વસ્તીવાળા ટાપુઓ પર પહોંચ્યા. માર્ચની ૧૬ મીએ મેગેલન લેઝેરસ ટાપુઓ પર પહોંચ્યો લેઝેરસના આ ટાપુઓનો પછી સ્પેનીશ સરકારે કબજો લીધો અને તેમને ફીલીપાઇન્સ નામ આપ્યું.

હવે ઇન્ડીઝના ટાપુઓ પર પહોંચતાં ઝાઝો સમય જાય તેમ લાગતું નહોતું. હવે ઇન્ડીઝ પર પહોંચી જઇને સ્પેઇનની હકુમતનો વાવટો ત્યાં પણ ફરકાવી નાખવા માટે અને તેમને પોર્ટુગીઝની હકુમતની બહાર પૂરવાર કરી દેવા માટે મેગેલન આતુર હતો. પરન્તુ તે માટે ઝડપથી હંકારી જવાને બદલે એને એક ધર્મકાર્ય કરવાનું દિલ થઈ આવ્યું એણે ત્યાંના સેબુના નેટીવ રાજાને ખ્રિસ્તી ધર્મની દિક્ષા દીધી. આ દિક્ષા પામવાથી સેબુરાજાને ગોરા દેવતાની તોપનો સાથ મળે તેમ હતું. ભગવાન ઈસુનો ધર્મ પામીને, તોપની મદદ વડે એણે પોતાના હરીફ મેકટાનના રાજાને સીધો કરવો હતો.

આ થઈ ગયા પછી સેબુ રાજાએ પેલા ગોર દેવોને પોતાને ત્યાં મિજબાનીઓ માટે બોલાવ્યા. મિજબાની શરૂ થઇ અને પેલા ગોરા દેવતાઓનાં માથાં તેમનાં શરીર પરથી ઉતારી લેવામાં આવ્યાં. મેગે-



લનના કાફલામાંથી જે બચ્યા તેમને ઘેર પહોંચી જવાનું કહેવામાં આવ્યું. મેગેલન પણ મરણ પામ્યો.

એકલું એક ટ્રીનીડાડ જહાજ ત્યાંથી નાસી છૂટયું અને ઉતાવળું પનામા પહોંચીને, સ્પેનીશ થાણામાં સમાચાર આપવા દોડવા લાગ્યું. પણ પનામા પહોંચવ ને બદલે તે પોર્ટુગીઝના ટરનેટ થાણા પર પહોંચી ગયું અને ગિરફતાર થયું પોર્ટુગીઝે ટ્રીનીડાડનો કબજો લીધો અને પકડાયલા નાવિકોને હિંદમાં કોચીનના કેદખ નામાં રવાના કરી દીધા. આ કેદીઓએ એક વરસ સુધી હિંદી હાથીઓને દેખ્યા કર્યા. પછી તેમને સ્પેઇન પહોંચાડવામાં આવ્યા ત્યારે સ્પેઇનથી નીકળ્યે તેમને પાંચ વરસ વીતી ગયાં હતાં.

મેગેલને શું શોધ્યું ? તે સમયના જગતના ભૂગોળના જ્ઞાનમાં એણે કોઈ ખાસ ઉમેરો કર્યો નહીં, કારણ કે પેસીફીકની શોધ તો બાલબોઆએ કરી નાખી હતી. મેગેલને તેને નામ આપ્યું.

મેગેલને એક મહાન સાબીતી આપી. એ સાબીતી આપીને, ૧૫૨૨ ના સમય પછી ઇસાઈ પાદરીઓનાં, પૃથ્વીને સપાટ કહેનાં મોઢાં શિવાઈ ગયાં અને તેમણે કબૂલ કર્યું કે તોપના ગોળા જેવી પૃથ્વી ગોળમટોળ છે.

મેગેલને બીજી સાબીતી એ આપી કે કોલંબસે શોધી કાઢેલી નવી દુનિયા છેક દક્ષિણ ધ્રુવ સુધી પહોંચતી નથી પરંતુ સીલ્વર નદીના મુખ આગળ દક્ષિણ તરફ થોડાક સો માઈલ આગળ એક દરવાજો છે, જેમાં થઈને પૂર્વના મહાસાગરમાંનું વહાણ પશ્ચિમના મહાસાગરમાં પેસી જઈ શકે છે.

## ૧૨. આકાશના નાવિકનો અવાજ

એકનને પરવારી ગયે બરાબર બસો વરસ થઈ ગયાં હતાં, ત્યારે ૧૪૭૩ ની સાલ ચાલતી હતી, અને એ યાદગાર સાલમાં થોર્નમાં પ્રશિયન પોલેન્ડમાં એક બાળકનો જન્મ થયો. પછી એની ઉંમર જ્યારે ચોવીસ વરસની થઈ ત્યારે ભણીગણીને એ વિદ્વાન થયો હતો.

ભણેલા દીકરાને બા-બાપા પૂછવા લાગ્યાં.

"શું થશો?"

"સિપાઈ થવું કે સાધુ?" કોપરનીકસ બેમાંથી શું થવું તે વિચારી રહ્યો. કારણ કે તે અંધારકાળમાં કંઈ ત્રીજું થવાનું હતું જ નહિ.

"સાધુ" એણે કહ્યું અને એ ફ્રોનબર્ગ ઊપડી ગયો તથા ત્યાંના સાધુ સમુદાયમાં પોતે જોડાઈ ગયો. એ સાધુ એકવાર પોતાના મઠના ઈસાઈ દેવળમાં એક બાધા રાખતી બાઈ પાસે આવીને પૂછતો હતો,

"તમારા દિકરાને શું થયું છે?"

"આઠ દિવસથી તાવ ઊતરતો નથી. મરવા પડયો લાગે છે." બાઈની પાંપણો પલળી ગઈ.

"ચાલો હું આવું." બાઇ આગળ થઇ અને સાધુ પાછળ ચાલ્યો.

"હું વૈદક ભણ્યો છું." સાધુએ રસ્તામાં કહ્યું.

"ભલે બાપુ જાણે તમને ભગવાને મોકલ્યા. માતા મેરીએ મારી અરજ સાંભળી." બાઇએ એક સાથે ત્રણ જણનો આભાર માન્યો.

"મને ભગવાને મોકલ્યો નથી તમારી અરજ મેરી માતાએ સાંભળી નથી. મેં તમને કરગરતાં સાંભળ્યાં અને મને વૈદક આવડે છે એટલે હું તમારી સાથે થયો." સાધુએ ચોખવટ કરી.

"ઠીક, એમ બાપુ," કહી બાઈ જોઇ રહી અને થોડી વારે બોલી:



"તમારું નામ ?"

"કોપરનીકસ"

"કોપરનીકસ, કોપરનીકસ." બાઇએ નામને ચાવી જોયું અને બોલી "નવા આવ્યા છો ?"

"હા, અઠવાડિયું થયું." કોપરનીકસે કહ્યું

"થોડીવારમાં બાઇનું ઘર આવ્યું. બંને અંદર પેઠાં એક ગંધાતી પથારી પર એક છોકરો બેભાન જેવો પડયો હતો. કોપરનીકસે એને તપાસ્યો અને બાઇ તરફ ફરીને બોલ્યો:

"ખૂબ ગરીબ લાગો છો ?"

"માંડમાંડ ઘર ચલાવું છું ભાઈ." બાઈએ આ નવજુવાન સાધુને બાપુને બદલે ભાઈ કહ્યો.

"એને સારું થશે?" એ બોલી.

"થશે-પણ મેરી માતાને લીધે નહિ, મારી દવાથી. એનાં આંતરડાંમાં મળ ભરાયો છે. દવા એનાં આંતરડાં સાફ કરશે અને એ સાજો થશે. મારી સાથે ચાલો. દવા આપું." કહી એ ચાલ્યો. બાઈ પણ આ નવતર સાધુ પર વિચાર કરતી પાછળ પાછળ ચાલી.

થોડા દિવસ પછી પાછો દેવળમાં અવાજ સંભળાયો: "વાહ, મારા જેશુઆ, શો તારો મહિમા! તારી આજ્ઞાથી સૂરજ થંભી ગયો છે, અને...." એક બાઈ દેવળના ઘુમ્મટમાં દોરેલા એક ચિત્ર તરફ જોઈ અહોભાવ પામતી બોલતી હતી.

"એ સાચું નથી." પાછો પેલો જુવાન સાધુ ઊભો થઈ ગયો. એના હોઠ ફફડયા ને તેમાંથી અવાજ નીકળ્યો. પણ બીજી જ પળે જુવાનનો આખો દેહ સંકોચ પામ્યો. એના હોઠમાંથી નીકળી પડેલા શબ્દો જાણે પાછા ખેંચાયા. એ ભીંત સાથે અઢેલીને ઊભો, અને એકલો હોય તેમ બોલીને વિચાર કરવા માંડયો.

"પણ બાઈબલ ખગોળશાસ્ત્રનું પુસ્તક ક્યાં છે?"

"તો બાઈબલ ખોટું હોય?" એને કોઈ પૂછતું હતું.

"હોય," એનાથી જવાબ આપી દેવાયો. એ બીધો. એની આંખો બાવરી બની ગઈ. એણે ચારેકોર નજર નાખી. એ [illegible]

બોલે તો એને બે ઘડીમાં જ જીવતો શેકી નાખવામાં આવે. પછી એ પોતાના મઠ તરફ ચૂપચાપ ચાલવા લાગ્યો અને આખે રસ્તે એને એના એ જ વિચાર આવ્યા કર્યા.

"બાઇબલમાં ખોટું હોય? હોય પણ ખરૂં."

ત્યાર પછી તરત જ એણે હિંમત એકઠી કરીને લખવાનું સાધન લીધું. એણે લખવા માટે હાથ ઉપાડયો. પણ ત્યાં તો એના હાથને પકડી રાખતી બાઇબલના અંધારા અધિકારની બીક બોલી ઉઠી, "કોપરનીકસ!" એને અંધારામાંથી અવાજ સંભળાયો. એવું લખનાર હાથને સળગી જવું પડે એમ એને લાગ્યું. એણે કલમ હેઠે મૂકી. લખવાનું માંડી વાળ્યું. એ સોડ તાણી સૂઈ ગયો પણ એને ઊંઘ આવતી નહોતી.

"એ લખ્યા વિના મારાથી ઊંઘાશે નહિ" એ પથારીમાં પાસું ફેરવતાં બબડયો. એના કાળજામાં બીકથી કંપારી છૂટતી હતી. પણ એની બુદ્ધિના પ્રકાશ જેવું સત્ય એને ઉઠાડતું હતું. છેવટે એ ઊઠયો.

મધરાતની શાંતિમાં એણે અક્ષર પાડયા: "આકાશી પદાર્થોની ક્રાન્તિ." *

એનું મગજ શાંત થયું, અને આગળ લખવાની યોજના ઘડતો, તે સૂઈ ગયો ને સવાર સુધી ઘસઘસાટ ઊંઘ્યો.

જાગ્યો ત્યારે એના માથામાં એક જ અવાજ અથડાતો હતો, "આકાશી પદાર્થોની ક્રાન્તિ." પછી તો એણે રોજ

* "The revolution of the heavenly bodies."

બીતાં બીતાં લખવા માંડયું. એણે કેટલીએ રાતો સુધી લખ્યા જ કર્યું—આકાશી પદાર્થોની ક્રાન્તિ પર.

છેવટે એના લખાણની છેલ્લી રાત આવી ત્યારે વરસો વીતી ગયાં હતાં અને એ વૃદ્ધ બની ગયો હતો. વરસો પછી એનું આકાશી પદાર્થોની ક્રાન્તિ પર એક મોટું પુસ્તક પુરૂં થયું હતું. એના આનંદનો પાર રહ્યો નહોતો પણ બીજી જ પળે એની ચિંતા વધી પડી હતી.

"એને રાખવું કયાં ? એ પુસ્તક કેવું ભયંકર હતું !"

"એનો નાશ કરૂં ?" એ અચકાતાં અચકાતાં મનમાં બોલ્યો અને એની કાયા જુલમ નીચે કચડાતી હોય તેમ કંપી ઉઠી.

"ના રે ના, એમ કેમ થાય ? એ મારૂં છે." એને એ પુસ્તક પર હેત આવ્યું એને ઉપાય સૂઝયો. એણે એ પ્રકાશના પુંજને સાચવી રાખવાનો નિશ્ચય કર્યો અને એ ઊઠયો. એણે પુસ્તક લીધું અને એક ઉપર બીજું એમ અગિયાર ચીંથરાંમાં લપેટયું. એ ઉભો થયો. એણે ઓરડાના બધા ખૂણા બીકથી જોયા. ખાટલા નીચે નજર નાખી, કોઈ હતું નહિ. એણે ચૂપચાપ પુસ્તક ઊંચકયું. એ ચાલ્યો ને પુસ્તક સંતાડીને પાછો આવ્યો.

એક દિવસે એનું બારણું ખખડાવીને એક જુવાન અંદર આવ્યો ને બોલ્યો.

"મારે આપની સાથે એક વાત કરવી છે."

"બોલો." કોપરનીકસે જુવાનને બેસાડતાં કહ્યું.

"જરાક ખાનગી છે." જુવાને આંખો ઝીણી કરી.

"ખાનગી ?" કોપરનીકસ જોઇ રહ્યો, ને બોલ્યો.

"તમારૂં નામ ?"

"જ્યોર્જ" આવનારે નામ જણાવ્યું.

"ઠીક, બોલો."

"તમારો અભિપ્રાય જાણવો છે."

"શો ?"

"કે પૃથ્વી ફરે છે કે સ્થિર ?"

"હેં ?" વૃદ્ધને પેલી ભયંકર રાતો યાદ આવી.

એના માથામાં છુપાયેલું સત્ય ઊછળી ઊઠ્યું. એની આંખો સામે પેલું છુપાવેલું પુસ્તક દેખાયું અને આ વૃદ્ધની નજર સામે તારાઓ જેવા ચળકતા અક્ષરો ફરવા લાગ્યા, "આકાશી પદાર્થોની ક્રાન્તિ."

"તમે શું પૂછો છો ?" વૃદ્ધ અક્કડ થયો

"કે પૃથ્વી ફરે છે કે સ્થિર છે ?" જુવાન બોલ્યો. ને ઉમેર્યું "તમારો અભિપ્રાય હું સાચો ગણીશ. કારણકે એ વિષયનો તમારો અભ્યાસ ઊંડો છે"

કોપરનીકસ જોઇ રહ્યો. એના માથામાં છુપાયલું સત્ય ઉપરતળે થઇ રહ્યું

"પૃથ્વી ફરે છે." એણે ભાર દઇને કહ્યું

"અને બાઇબલ ?"

"બાઈબલ ખોટું છે. કારણ કે એ ધર્મનું પુસ્તક છે, વિજ્ઞાનનું નથી."

"બાઈબલમાં ખોટું હોય?"

"હોય." વૃદ્ધની આંખો સત્યના તેજથી ચમકી રહી. એ ધીમેથી બોલ્યો:

"કોઈને કહીશ નહિ." જુવાન એની આંખોમાં જોઈ રહ્યો. "મને એક પુસ્તક સાંપડ્યું છે, પણ તે ગેરકાયદેસર છે. તેથી ખૂબ ભયંકર છે." છેવટે વૃદ્ધથી કહી દેવાયું. "મેં તે સંતાડીને રાખ્યું છે."

"પુસ્તક? શું પુસ્તક?" જુવાન જોઈ રહ્યો.

"મેં તે સંતાડીને રાખ્યું છે."

"તું અહીં જ બેસ. હું લાવી આપું." વૃદ્ધ ઉઠ્યો અને થોડી વારે વરસોની ધૂળ ખખેરતો એક પુસ્તક લઈને આવ્યો.

"આકાશી પદાર્થોની ક્રાન્તિ." જુવાને પુસ્તકનું નામ વાંચ્યું.

"આ કોણે લખ્યું?" એણે પૂછ્યું.

"મેં." વૃદ્ધનો ગળામાંથી અવાજ આવ્યો. "કોઈને કહીશ નહિ"

પછી જુવાન અને વૃદ્ધની ભાઈબંધી જામી.

'જુવાન રોજ કોપરનીકસને ત્યાં આવતો ને મોડે સુધી બેસતો, અને કહેતો કે લખ્યું છે તે છપાવવા જેવું છે. આજે વૃદ્ધ કોપરનીકસ પથારીએ પડ્યો હતો. પાછો પેલો

જુવાન આવ્યો, પથારી પર બેઠો, ને બોલ્યો: "પછી તમે શો વિચાર કર્યો ?"

"રોજ એનું એ ? હું મરવા પડયો છું. પછી તું ગમે તે કર" કોપરનીકસનો અવાજ કપ્યો.

"ના, પછી નહિ. હું તેથી જ ઉતાવળ કરું છું તમે પથારીમાં છો એ લોક તમને કંઈ કરી શકશે નહિ"

"પણ તને ?"

"મને ? મારી ચિંતા મૂકી દો લેખક તમે છો, મારે શું છે ?" પુસ્તક પરનું તમારૂં નામ પણ છપાશેને !"

"તો, છપાવી નાખ" વૃદ્ધે મરણપથારી પરથી હિંમત કરી, "લાવ હું લખી નાખું" બોલતો વૃદ્ધ પ્રસ્તાવના લખવા બેઠો.

"આળસુ વાતોડિયાઓ જે આવા ગણિતના વિજ્ઞાનમાં કેવળ અજ્ઞાન હોય છે તે પણ આ બાબતમાં પોતાનો ચૂકાદો આપવા માગતા હોય છે. એવા લોક આ પુસ્તકમાં કહેલા સિદ્ધાંતની ટીકા કરવાની હિંમત કરે તો તેમની કોઈની મને દરકાર નથી અને તેમના નિર્ણયને મૂર્ખાઈ ગણી હું તિરસ્કારી કાઢું છું."

વૃદ્ધમાં મરણની કિનારી પરથી હિંમત આવી. એની નજર સામે એનું પુસ્તક તરવરી રહ્યું એ એને કેટલું વહાલું હતું ! અને તોય મરતી વેળાએ, પણ પોતે એને પ્રગટ થવા દેવાની ના કેમ પાડી શકે !

કોપરનીકસ પ્રસ્તાવના પૂરી કરીને પેલા જુવાન સામે ક્યાં સુધી જોઇ રહ્યો અને આસ્તેથી બોલ્યો, "જ્યોર્જ, બેટા, કબુલ કરે તો એક વાત કહું? હું વૃદ્ધ ગમે ત્યારે મરણ પામીશ, પછી આ પુસ્તક અને તું જુવાન એનો સાથ, તું ક્યારે પણ છોડી શકીશ નહીં, ત્યારે એક બાબત ઉમેરૂં તો તેમાં તને શો વાંધો છે?"

"બાબતને જાણ્યા વિના વાંધો લેવાનો આરોપ મૂકો છો, આપ!"

"તો સાંભળ, આ પુસ્તક હું પોપને અર્પણ કરૂં તો એ, આ પુસ્તકનું અને તારૂં રક્ષણ કરવા લલચાશે. તમે બંને મારાં બાળકો છો!"

"અતિ ઉત્તમ!" જ્યોર્જની આંખો તોફાનમાં નાચી ઊઠી, અને વૃદ્ધે, નીચે પ્રમાણે અર્પણનો ફકરો લખી નાખ્યો:

"મહા, પવિત્ર પિતા, મને ખાત્રી છે કે, આ પુસ્તક પ્રગટ થઈને જાહેર કરશે કે પૃથ્વી પોતાની ધરી પર ફરે છે અને ગોળ છે, ત્યારે ઘણા પવિત્ર પંડિતો, મને, તેના લેખકને દેહાંત દેવાની વાત કરશે. એટલે અનેક વર્ષો સુધી તો, મેંજ એને સંતાડી રાખ્યું હતું પરન્તુ મારા મિત્રોના આગ્રહને લીધે અને ગણિતશાસ્ત્રીઓના ભલાને માટે મેં તેને મારી અનેક રાત્રિઓના ઉજાગરાથી ભરેલા શ્રમની પેદાશને જગત સમક્ષ રજૂ કરવાનો નિર્ણય લીધો છે હવે, જો, નિંદકો અને બુધ્ધુઓ, જેઓ ગણિતશાસ્ત્ર વિષે કશુંજ જાણતા નથી, તેવાઓ, જો આ પુસ્તકનો વિરોધ

કરે તો, તેમના અણુધ એવા મત સાથે આપ સંમત નહીં જ થાવ."

પછી આ વૃદ્ધ સાધુએ પેલા પુસ્તકને છપાવવાની તૈયારી કરીને મોકલી આપ્યું, અને થોડાક દિવસો વીતી ગયા.

હવે વૃદ્ધ સાધુ કોપરનીકસ મરણ પથારી પર પડયો હતો. પેલું પુસ્તક છપાવા માંડયું હતું. મોતને ખાળી રાખતી હોય તેવી એની એક જ તિવ્ર ઇચ્છા પેલા પુસ્તકને છપાયલું દેખવા ઝખતી હતી.

"જ્યોર્જ!" એણે બૂમ પાડી, "મારૂં પુસ્તક મારી આંખ સામે એકવાર જોયા વિના હું મરવાનો નથી." વૃદ્ધે મરણ પથારી પરથી સાદ માંડયો: "મારૂં પુસ્તક!" જ્યોર્જ ઉતાવળો દોડયો.

એક કલાક પસાર થયો. બીજો કલાક ગયો. પુસ્તક આવ્યું નહિ. મરણ આવ્યું નહિ

એને મરતાં પહેલાં એનું પુસ્તક દેખવું હતું.

"મને કોઈ દેખાડો." કોપરનીકસની મરણ પથારી પર એક અવાજ ગુંજી રહ્યો. ત્યારે બે ચાર જુવાનો ઊતાવળા આવી પહોંચ્યા અને એક પુસ્તક ધરીને ઉભા રહ્યા. વૃદ્ધે પુસ્તકને હાથમાં લીધું, અને હોલવાતો જીવનદીપ છેલ્લો ઝગકારો લઇને હોલવઈ ગયો.

પછી વૃદ્ધ પર કફન ઢાંકતો જ્યોર્જ બોલ્યો, "પિતા કોપરનીકસની ઇચ્છા હતી કે, આકાશ દર્શનનાં એમનાં સાધનો, ટીકો બ્રહીની વેધશાળામાં,-યુરેનીબોર્ગમાં મોકલી આપવાં. એ પ્રમાણે તાકીદે કરવામાં આવશે."

# ૧૩. વિજ્ઞાનની એક અમરજ્યોતિ



ઈસાઈ મઠના પેલા વૃદ્ધ સાધુએ મઠની દિવાલોને જ હચમચાવી નાખી હતી ઇસાઈ ધર્મના વિજ્ઞાનવિરોધી રૂપને એણે જ પડકાર દીધો હતે. એક તરફ સાહસિક નાવિકોએ

પૃથ્વીને ગોળ પૂરવાર કરી દેવા માંડી હતી તો બીજી તરફ આ પૃથ્વીને કોપરનીકસે છેક ઉંચે અનંત આકાશના તેજના ગોળાઓ સાથેની હીલચાલમાં જોડી દીધી હતી.

ત્યારે પેલા નવજુવાન ઈટાલીયન સાધુ બ્રુનોના આનંદનો પાર નહોતો. રજવાડી દુનિયાની વંડીઓના ભૂક્કા થતા હતા. દિવાલો વિનાની દુનિયાને એણે ઉંચે આકાશ તરફ, એક સૂરજ નહીં પણ અનેક સૂરજો અને એક પૃથ્વી નહીં પણ અનેક પૃથ્વીઓ દેખવા નજર વિકસાવવાનું એલાન કર્યું. એણે પોતાની ઓરડીની અંદરનાં બધાં દેવદૂતોનાં, નર અને માદાઓનાં ચિત્રો બારીની બહાર ફેંકી દઈને, એકલા જેસસનો ક્રોસ જાળવી રાખ્યો હતો.

અનંતમાં વિહરતા બ્રુનોની નેપલ્સના ઇસાઈ મઠના અંધારકુપ જેવી ઓરડીની ધર્મની અદાલતે તપાસ કરાવી.. બ્રુનો નેપલ્સથી રોમ આવ્યો. પણ રોમમાં ય પેલા અંધારા-પડછાયા આવી પહોંચ્યા. એણે સાધુનો પોશાક ફગાવી દીધો અને એક મોટો ડગલો પહેરી લીધો, માથા પર હેટ મૂકી, અને કેડ પર તરવાર લટકાવીને, એક વહાણમાં બેસીને ચાલી નીકળ્યો. .

મહાસાગરનાં પાણી પર એનું જહાજ ઉછળતું હતું. ઉપરના આકાશમાં લટકતા તેજપુંજ એની તારીફ કરતા હતા. સત્યની વહારે ધાતો આ સાહસિક, આનંદમાં મસ્ત બનીને છૂટકારાના હવામાનને પોતાના કલેવરમાં ભરતો હતો, અને ત્યારની દુનિયાના એક પછી બીજા દેશની ધરતી પર પગ મૂકતો હતો અને એક પછી બીજા પાટનગરમાં

પ્રવેશ કરતો, વિજ્ઞાનની ઉડતી અગ્નિશિખા જેવો, અંધકારનાં અને નફાખોરીનાં સત્વોથી પાછો ધકેલાતો બોલતો હતો, "ઇસાઈ ધર્મના અંધારકુપોએ અને ધનદોલતના ક્ષુદ્ર લોભે કેવું સાંકડું બનાવી દીધું છે, આ વિશાળ જગત!"

બ્રુનો જીનોવા પહોંચ્યો અને વિજ્ઞાનનો અવાજ બોલતી એની એક જ પત્રિકા બહાર પડી કે, જીનોવાએ એને ધક્કો માર્યો. બ્રુનો ટુલોં પહોંચ્યો પણ ત્યાંની વિદ્યાપીઠમાં એણે એક જ વ્યાખ્યાન આપ્યું કે, તરત જ વિદ્યાર્થીઓ સામે વિશાળ જગતને ખુલ્લું મૂકવાના અપરાધ માટે આ નવી જાતના શિક્ષકને આ વિદ્યાધામ પણ સંઘરી શક્યું નહીં. બ્રુનો પેરીસનગરમાં આવી પહોંચ્યો. આ નગરના રોમન કેથોલીકોએ ત્રણ હજાર જેટલા હુગોનોટને, નાસ્તિક હોવાના અપરાધ માટે હજુ હમણાં જ, ઇ. સ. ૧૫૭૨ ના ઓગસ્ટના આખર દિવસોમાં કતલ કરીને સીન નદીમાં નાખી દીધા હતા, તે એને યાદ આવ્યું. પણ એણે આ મહાનગરમાં વિજ્ઞાનની વાતો ઝીંકવા માંડી. પેરીસમાં વાવટોળ ઉઠયો અને એણે જીવ બચાવવા દરિયાઈ ખાડી ઓળંગી. બ્રુનોનો અવાજ હવે ઓક્સફર્ડમાં ગાજી ઉઠયો. એને સાંભળવા ઉમરાવો, દરબારીઓ, રાજદૂતો અને રાણી પોતે પણ આવી પહોંચી. એણે પેલા મહાન વામન પંડિતોના તેર મુદ્દાઓને તોડી નાખ્યા. અંગ્રેજી ધરતી પર અંધકારના પડછાયા વિજ્ઞાન જ્યોતને પડકારવા લાગ્યા, "એરિસ્ટોટલ અને પ્લેટોને ખોટા કહેનાર, તેમનાથી ય તું વધારે જાણનાર, કોણ છે તું! પ્રવાહની સામે તરવા નીકળનાર ઉદ્ધત છોકરા!"

અનંત આકાશના તેજ દીવડાઓને બ્રુનો પૂછતો હતો. વિજ્ઞાનનો વિરોધ કરનારા, આ કુવા જેવડા જગતમાં કયાં જઈને ઉભો રહું હું, હવે ?

એનો પગ એક પળવાર મેગડેબર્ગ પર ઉભો બીજી પળે એ વીટેનબર્ગ પહોંચ્યો. પછી પ્રાગ, હેમસ્ટાટ, ફ્રેન્કફર્ટ પર એનો વિજ્ઞાન–કદમ કૂચ કરી રહ્યો. એણે અંધારાં સામે ઘા ઉપર ઘા ઝીંકયા. કેસરીયાં કરવા નીકળેલી વિજ્ઞાન જ્યોતને ચૂમીચૂમીને છવતો હોય તેવો એ આગળને આગળ વધ્યો.

પણ ધરતી કેટલી બધી ટુંકી બની ગઈ હતી! એ પાછો ઈટાલીમાં આવી પહોંચ્યો. માઉન્ટરેવતન પરથી એણે અનંત આકાશમાં નજર સ્થાપીને વેનીસ નગર પર પગ થંભાવ્યો. વિજ્ઞાનનો રથ હાંકતા આ મહારથીના પૈડાંઓને અંધકારના ઓળાઓએ થંભાવી દીધાં. ઈસાઈધર્મની અદાલતે એને કેદ કર્યો અને આકાશ દેખાય નહીં તેવી અંધારી કોટડીમાં જકડી લીધો.

યાતનાઓનાં અનેક સાધનોમાં એના કલેવરને જકડી લેવામાં આવ્યું. રોજરોજ જુદીજુદી યાતનાઓના સિતમ નીચે એનાં હાડ, લોહી, અને સ્નાયુઓને ભયાનક પિડાઓ આપવામાં આવી. સળગતાં લોહ એને ચાંપવામા આવ્યાં. ઉકળતાં પાણી એના પર રેડવામાં આવ્યાં. યાતના પાછળ યાતનાના સિતમ પછી સવાલ પૂછવામાં આવ્યો

"પૃથ્વી ફરે છે ? કોપરનીકસ સાચો છે ?"

"હા, પૃથ્વી ફરે છે, કોપરનીકસ સાચો છે."

એનો એજ સિતમ એનો એજ સવાલ, અને એનો એ અનાહત નાદ. આઠ આઠ વરસો સુધી બ્રુનોની કાયા પર સુસવ્યા કર્યો. તોય એનો આત્મા મર્યો નહીં, તોય એની કાયા નમી નહીં.

એટલે અદાલતના પાંજરામાં પેલા અણનમ માનવીને ઉભો કરવામાં આવ્યો અને દેહાંતદંડ ફરમાવવામાં આવ્યો.

અબુધ માનવોના અંધકારથી ઉભરાતા ઓળાઓ પર કઠોર નજર રાખતો બ્રુનો બોલ્યો, "મને સાંભળતાં ભય લાગે તેનાથી અનેકગણા ભયાકુલ, આ શિક્ષા ફરમાવતાં તમે થએલા લાગો છો."

ઇ. સ. ૧૬૦૦ ના ફેબ્રુઆરીનો એ સતરમો દિવસ હતો જ્યારે જીવન વિજ્ઞાનની જ્યોત જેવા માનવીને સળગાવી મૂકવામાં આવ્યો.

પણ ત્યારે વિજ્ઞાન જ્યોતની ચિનગારીઓનું પાન કરતા બીજા મહાનુભાવો, અંધકારનો પડકાર કરતા, બ્રુનોની જગા સંભાળી લેતા મોરચા પર ગોઠવાતા હતા. એમાનો એક ગેલીલીઓ હતો. એણે આકાશદર્શનની વૈજ્ઞાનિક નજર અંધકાર સામે લડવાના આયુધ તરીકે નિપજાવી હતી

## ૧૪. આકાશદર્શનના બે ભેરુબંધ ટીકો અને કેપલર

ડેનમાર્કના એક સ્કેનીયા નામના ઈલાકામાં ઓટોને ઘેર પંદરસો છેતાલીસની સાલમાં દીકરો જનમ્યો. ઓટો વકીલ હતો. એના અસીલોએ વધામણી આપી. ઓટોની સ્ત્રીના ખોળામાં થોડા દિવસ પહેલાં જન્મેલું બાળક અંગુઠો ધાવતું પડયું હતું. ઓટો એને જોતો બેઠો હતો. ત્યારે કોઇએ બારણું ખખડાવ્યું.

"કોણ અત્યારે!" બન્નેની આંખો ઉંચકાઈ અને ખખડતા બારણા પર ચોંટી.

"એ હું સ્તો" બન્નેએ સાદ ઓળખ્યો.

"જ્યોર્જ!" ઓટોના બીધેલા હોઠ ફફડયા. એની આંખો માતાના ખોળામાં પડેલા બાળક ઉપર બીકથી ફરી વળી.

"ભલે આવે, હું નથી આપવાની, સુવાવડ મારી થાય ને શિરો ખાવા બીજા દોડયા આવે." બાઇ બબડી. ઓટોએ બારણું ઉઘાડયું.

"આવો" બન્નેએ છાસીયું કર્યું.

"હું આવ્યો છું, વધામણી દેવા." જ્યોર્જ બેસતાં બોલ્યો. એ ઓટોનો મોટો ભાઈ હતો.

"પણ હું મારો છોકરો દેવાની નથી, તમે માગો ને અમારે ના પાડવી પડે તે ઠીક નહિ." છોકરાની માએ પૂછયા પહેલાં કહી નાખ્યું.

"પણ આપણો કરાર ?"

"શો ?" બાઈએ મોઢું ફેરવી પૂછયું.

"કે તમારૂં પહેલું બાળક મને દત્તક દેવાનું."

"છોકરાંના વળી કરાર શા ?" બાઈએ બાળક આપવાની માથામાં વાગે એવી ના પાડી દીધી.

"કેમ ઓટો ! તું તો વકીલ છે."

"વકીલ હોય તે, અદાલતમાં વકીલ, ઘરમાં નહિ. છોકરાં આપી દેવાં હોય તો જે જણે તે આપે. પણ આપણે એક નિકાલ કાઢીએ." ઓટોએ મધ્યમ માર્ગ મૂકયો, "કે, આ બીજું બાળક જણે ત્યારે તમારે આને લઈ જવો.

"ભલે." બન્ને ભાઈ સમંત થયા.

"તારે કંઈ કહેવાનું છે ?"

"ત્યારની વાત ત્યારે છે." બાઈએ પૂંઠ ફેરવી.

"નામ શું પાડશો ?" મોટાભાઈ ઉઠતાં ઉઠતાં બોલ્યા

"તમે કહો તે." ઓટોએ જણાવ્યું.

"ટીકો."

"ભલે."

છોકરાનું નામ ટીકો પડયું.

બીજે વરસે એટોની સ્ત્રીને બીજું બાળક સાંપડ્યું અને ટીકો કાકાને ત્યાં દત્તક દેવાયો.

પછી બાપા બનેલા કાકાએ પોતાના દત્તક દિકરાને કામદો ભણાવવા એક વેડલી નામના શિક્ષકને મુલાકાત માટે બોલાવ્યા.

"મારું શું કામ પડ્યું." વેડલે વિનયથી પૂછ્યું.

"મારો એક છોકરો છે, ટીકો, એના શિક્ષક થશો ?" જ્યોર્જે પૂછ્યું.

"જરૂર, શું શિખવવાનું છે ?"

"શિખવવાનું કંઈ નહિ, એ કાયદો વાંચે તેની તપાસ રાખવાની. આમ તો મોટું ભેજું છે પણ એને એક લત લાગી ગઈ છે, તારાઓ સામે તાકી રહેવાની. એમાંથી એ છૂટે એટલે બધું શીખ્યો સમજો. તમારે એટલું જ જોવાનું કે એની એ લત છૂટે."

"ઠીક." વેડલ વિચારી રહ્યો.. વેડલ શિક્ષક અને ચોકીદાર બન્યો અને ટીકો સાથે લીપઝીગ ગયો.

વેડલ ઉંઘે ને ટીકો ઉઠતો. ધીમેથી બારણું ઉઘાડી બહાર નીકળતો અને મોડી રાત સુધી તારાઓ જોતો. વેડલ ઉઠવાનો હોય તે પહેલાં બે કલાકે એ આવીને પથારીમાં લપેટાઈ જતો.

સત્તરમે વરસે એને ખબર પડી કે ખગોળશાસ્ત્રનાં પુસ્તકો ખોટાં છે, કારણ કે તેમાં લખ્યા પ્રમાણે તારાઓનાં સ્થાન નથી અને તે પ્રમાણે તારાઓની હીલચાલ

નથી. એણે નવેસરથી અવલોકન શરૂ કર્યું ને નોંધ લેવા માંડી. પછી ટીકો ઓગણીસ વરસનો થયો ત્યારે સમાચાર આવ્યા કે એનો કાકો મરણ પામ્યો છે. ટીકોની કાયદાની લપ છૂટી, વેડેલની ચોકીદારી છૂટી અને એની તારાઓ સામે તાકી રહેવાની લત વધી, ઉપરાંત એ લતને વધારનારી કાકાની બધી દોલત મળી. ટીકો મોટો જાણકાર અને મોટો ધનપતિ બન્યો. એનું અભિમાન પણ ઉગ્ર બની ગયું. એકવાર એને એક ગણિતશાસ્ત્રીએ પડકાર્યો. કોણ મોટો વિદ્વાન છે તે નકકી કરવા બંનેએ દ્વંદ્વયુદ્ધ ખેલવાનું નકકી કર્યું. સામસામી તરવારો ખખડી ઉઠી. સામાવાળાની તરવારની ઝપટમાં ટીકોનું ટેકિલુ નાક આવી ગયું. અને કપાઇને દૂર જઈને પડયું.

ડોકટરે એનો ઘા રૂઝવ્યો પણ નાક ગયું તે ગયું.

ટીકોએ સોનીને ત્યાં નવું નાક ઘડાવ્યું ને બરાબર બેસાડયું. કોઇ કોઇ વાર તે ખસી જતું કે સરી પડતું તો ટીકો પાછું, ગોઠવી દેતો. કહે છે કે ટીકો જૂના નાક કરતાં આ નવા નાક માટે વધારે મગરૂર હતો અને એના દુશ્મનો પણ કહેતા કે જૂના નાક કરતાં આ નવા નાકવાળો ટીકો વધારે રૂપાળો લાગે છે.

હવે ટીકો તપી જતો ખરો પણ એકદમ ખાંડુ નહિ ખખડાવતો. હવે એ નમ્ર બની ગયો હતો અને દવાઓ લઇને ગરીબોને ઘેર મફત સારવાર કરતો રખડતો હતો. એકવાર એક ગરીબ ખેડુતની સારવાર કરતાં, તેની જુવાન દિકરી ટીકોના પ્રેમમાં પડી અને પોતે ખૂબ શ્રીમંત હોવા છતાં ટીકોએ ખેડુતની દીકરી સાથે લગ્ન કરીને ઘરસંસાર

માંડી દીધો. આ નવા ઘરસંસારમાં થોડાં જ વરસમાં ખેડૂતની દીકરીએ ઘણાં બાળકોને જન્મ આપ્યો. ટીકોએ હવે બધા કુટુંબ સાથે ડેનમાર્ક છોડવાનો નિશ્ચય કર્યો.

"પણ આ બધાંને લઈને જશો ક્યાં?" ટીકોની સ્ત્રી બાળકો તરફથી ફરિયાદ કરતી હતી.

"જ્યાં જવાય ત્યાં. ચાલી નીકળીશું; અહીં નથી રહેવું મારે, હવે આપણા પગમાંથી ડેન્માર્કની ધૂળ ખંખેરી નાંખવી છે."

પણ ફ્રેડરીક બીજાએ ઉતાવળો કાસદ દોડાવ્યો.

"જાવ, જલદી, ચાલી જતા ટીકોને રોકો. એ મોટો વિદ્વાન છે. એનામાં આપણી શોભા છે."

ટીકો રોકાયો રાજા ફ્રેડરીકે એની મુલાકાત લીધી.

"મારી લત મને અહીં પોષાય એમ નથી." એ બોલ્યો.

"લત શી? તારા ગણવાની ને?" રાજા હસ્યો.

"હા જી, એ જ." ટીકોએ કહ્યું.

"એ હો, હું એક મોટો અવલોકન મિનારો બાંધું છું, ત્યાંથી તારાઓ તરફ તાકયા કરજો, અને તમારો જે ખરચ થાય તે દરબારી ખજાનામાંથી અપાશે." રાજાએ કહ્યું. ટીકોના હરખનો પાર રહ્યો નહીં.

આ વાતને વીસ વરસ વહી ગયાં

મોડી રાત સુધી અવલોકન મિનારા પરથી ટીકો ટીકીટીકીને જોતો હતો. એને આકાશી પદાર્થો સાથે

મિત્રાચારી થઈ હતી. જાણે એ તારાઓ સાથે વાત કરતો હતો. ત્યારના ડેન્માર્કમાં બે વસ્તુઓ જોવા જેવી મનાતી હતી; એક અવલોકન મિનારો અને બીજો ટીકો.

એકવાર આ બન્ને વસ્તુઓને દેખવા રાજકુમાર આવી પહોંચ્યો, અને બોલ્યો,

"કેમ, ટીકો કયાં છે ?"

"જી, હા, પધારો. કામમાં છું, જુવો." ટીકોએ કામમાંથી ઉંચકેલી આંખો પાછી આકાશ તરફ માંડી દીધી.

રાજકુમારે દાંત કકડાવ્યા. ખુશામતખોરોએ વંઠાવેલો રાજકુમાર બૂટ ઘસતો ચાલતો થયો.

"વોલશનડોર્ફ મહાશય પધારે છે." પાછા બીજા સમાચાર આવ્યા.

"પધારવા દો." ટીકો મૂછમાં હસ્યો.

થોડી વારમાં 'ચેનસેલર' વોલશનડોર્ફનાં પગલાં ખખડયાં. વોલશનડોર્ફ આવ્યો.

"જરા થોભી જાવ; હું પરવારૂં છું" ટીકોએ નીચું જોઈને જ સત્કાર કર્યો.

વોલશનડોર્ફની ભૂરી આંખો ખૂણામાંથી જોઈ રહી. એના ગોળ પંજા પહોળા થયા, એના મોટા ખભા ઉંચા ચઢયા.

"મને તમારા તારાઓમાં રસ નથી." મહાશય ઘૂરકયા.

"હા, જી, અને તારાઓને તમારામાં નથી." ટીકો જોરથી હસ્યો.

"તમે મારું અપમાન કરો છો!" મહાશયનો મિજાજ ગયો.

"ના જી." ટીકોએ શાંતિથી કહ્યું. "આપને તારાઓમાં રસ ન હોય તેમાં તમારું, મારું કે તારાઓનું, કોઈનું અપમાન નથી. આ મારા કૂતરાને પણ તારાઓમાં રસ નથી અને તારાઓને એનામાં નથી. અને તોયે એને અપમાન નથી લાગ્યું, અને તોયે અમે બન્ને મિત્રો છીએ" ટીકોએ પોતાના પગ પાસે બેઠેલા એક મોટા કૂતરાને બતાવીને કહ્યું.

"હું જોઈ લઈશ" ઉશ્કેરાયેલા વેલશનટોર્ફ મહાશય ઉતાવળા ચાલ્યા ગયા.

ત્યારે રાજા ફ્રેડરીક મરણ પામ્યો હતો અને નવો રાજકુમાર ગાદીએ આવ્યો હતો. રાજકુમારે અને વેલશનટોર્ફે ટીકોને સીધો કરવાનો સંકેત કર્યો.

એક દિવસે એનું મોટું મકાન લઈ લેવાયું. અને ટીકો ભાડાના ઘરમાં જઈને રહ્યો. બીજે દિવસે રાજાએ એ પેલી એની જાગીર જપ્ત કરી અને એનું વેતન પણ ગયું. પછી તરત જ ટીકોના અવલોકન મિનારા પર તપાસ પંચ આવ્યું. તપાસ પંચે હેવાલ રજૂ કર્યો.

"ટીકો નાસ્તિક છે. એનું કામકાજ લોકોને અનીતિમાન બનાવે અને ભ્રષ્ટ કરે તેવું છે." એટલે જીંદગી બચાવવા ટીકોએ પોતાના કુટુંબ સાથે ભાગી નીકળવાની તૈયારી કરી નાખી. ગાડાં જોડીને ટીકો પોતાના ઘરસંસાર સાથે ચાલી નીકળ્યો. અવલોકન-મિનારની આંખ સદા મિચાઈ ગઈ.

× × ×

"તમે એને ઓળખ્યો ?" બે જણ વાત કરતા હતા.

"પાછો એ કોણ ?"

એ મોલબ્રુનથી ભણીગણીને હમણાં જ ગ્રેત્ઝમાં આવ્યો છે અને આવ્યો તેવો ખગોળશાસ્ત્રનો પ્રોફેસર નીમાયો છે."

એ જર્મન પ્રોફેસરનું નામ કેપલર હતું. કેપલર ખગોળશાસ્ત્રી હતો અને આકાશની શોધ કરતો એના ઓરડામાં એક ટેબલ પરના નકશા પર દેખતો બોલતો હતો,

"પણ એ સૂરજથી કેટલા છેટા હશે ?" જુવાન પ્રોફેસરના કપાળે કરચલીઓ પડી પોતે જ જવાબ દેતો હોય તેમ એ પાછો ગણતરી ગણતો ગૂંચવાયો અને બબડયો,

"એ જ સવાલ છે ને ?" એણે ભૂમિતિની જુદી આકૃતિઓ દોરીને જુદા જુદા ગ્રહોને ગૂંચવવા માંડયા. "આજે પકડાયા! એની ભમરો સંકોચાઈ. "કયરના સતાવો છો ? આજે કેટલીએ રાત ને દિવસોની મહેનત ફળી ખરી !" એના આખા ચહેરા પર આનંદની રેખાઓ ફરી વળી એને જવાબ જડી ગયો અને, એણે પાસે પડેલા એક કાગળના ટુકડા પર મોટા અક્ષરથી લખી નાખ્યું, "મીસ્ટેરીયમ કોસમોગ્રાફીકમ" પછી તરતજ પ્રોફેસર કેપલરે ઉંચુ જોયું "ઓ હો ! આવ્યા ? તમે આવી પહોંચ્યા છો, એમને !"

"જી, હા." બન્ને મહેમાનોએ કહ્યું

"હું જરા કામમાં હતો, આપને ખૂબ ખોટી નથી થવું પડયું ને ? કયારે આવ્યા ?"

"હમણાં જ" બન્નેએ પતાવ્યું

"ઘણો આનંદ થયો." પ્રોફેસરે મુખ મલકાવ્યું.

"મારે પણ આપનું કામ હતું."

"જી." બન્નેએ આજ્ઞાધારકતાનો ભાવ કર્યો.

"મેં ટીકો વિષે ઘણું સાંભળ્યું છે." પ્રોફેસરે વાત શરૂ કરી.

"હા જી; દુનિયામાં જોટો ના જડે." બન્ને બોલ્યા.

"પણ બિચારાને હાંકી કાઢયો."

"ક્યાંથી? ડેનમાર્કમાંથી?"

"જી, હા."

"કેમ કંઈ?"

"શી ખબર! રાજા, વાજા ને વાંદરા, ક્યારે શું કરશે તે કંઈ કહેવાય છે?"

"પણ ટીકો છે તો સલામત ને!" કેપલર ઉતાવળો થયો.

"સલામત, તદ્દન સલામત. એ તો ફ્રેડરીક મુવો ને રાજકુમાર ગાદીએ બેઠો, એટલે મૂળ મીયાં ને પછી ભાંગ પીધી, તેના જેવું થયું. બાકી બધું સલામત છે."

"પણ એ છે ક્યાં?"

"કોણ! રાજા?"

"ના, ના ટીકો."

"ટીકો પ્રાગ પહોંચ્યો, રાતોરાત ચાલી નીકળ્યો એટલે બચ્યો, નહિ તો એના અવલોકન મિનારામાં જ એની ઘોર ખોદાત."

"પણ એ છે ક્યાં ?" પ્રોફેસરની ચિંતા વધી પડી.

"પ્રાગ રહ્યું ને સાહેબ. પ્રાગમાં આનંદ કરે છે. રાજા રૂડોલ્ફે એને ત્યાં પણ પેનશન બાંધી આપ્યું છે અને સરસ મઝાનો અવલોકન મિનારો ચણી દીધો છે."

"પ્રાગ !" પ્રોફેસર કેપલર ખુશ થઈ ગયો. જાણે એ મનમાં ને મનમાં પેલા વૃદ્ધ ટીકોને પ્રાગના અવલોકન મિનારાના શિખર પર બેઠેલો જોઇ રહ્યો.

"આપને કેટલાં થયાં હશે !" એક મહેમાને સવાલ પૂછ્યો.

"શું વરસ ?" પ્રોફેસર ગુંચવાયા. જાણે કોઇ મોટો ખગોળશાસ્ત્રનો સવાલ આવ્યો હોય તેમ ગણતરી કરી રહ્યા.

"જુઓને, હું ચોવીસમે વરસે ભણી ઉતર્યો, અરે હજુ ગઈ કાલે જ પચીસમું બેઠું." એકાએક યાદ આવી જવાથી ખુશ થતા પ્રોફેસર બોલ્યા.

પછી મહેમાનો વિદાય થયા અને કેપલરની નજરમાં પાછું આકાશ ઉભરાયું.

"આ ગ્રહ સૂરજથી વધારે દૂર છે, અને તેથી જ એ બીજા ગ્રહો કરતાં ધીમો છે" કેપલરે કાગળ પરના એક ગ્રહને પકડ્યો ને બબડ્યો. "એવું તે સૂરજમાં શું હશે ? જે હોય તે, પણ કંઇ છે ખરૂં, જે આ સૌને એની આસપાસ ફેરવે છે,—પાસેનાઓને ખૂબ ઝડપથી અને દૂરનાઓને ધીમેથી."

એણે એક પુસ્તક લખી નાખ્યું ને તેની એક નકલ ટીકોને મોકલવા તૈયાર કરી. પુસ્તકનું નામ મોટું ભારે ભપકાદાર હતું : "મીસ્ટેરીયમ કોસ્મોગ્રાફીકમ." એણે પુસ્તક સાથે એક કાગળ લખ્યો. એમાં લખ્યું હતું.

"મને દુનિયામાં બે જ વસ્તુ પ્રિય છે; એક આકાશ અને બીજા આપ. આપની રજા વિના આપ તરફ પ્રેમ કરવાની ધૃષ્ટતા દરગુજર કરશો. કહે છે કે આપ વૃદ્ધ થયા છો. આપ જંપી જાવ તે પહેલાં મારે આપને જોવા છે. ખૂબ જ નાજુક તબીયતવાળો હું એક પચીસ વરસનો જુવાન છું, અજાણ્યો છું. હું આપને ત્યાં આવું છું. આવું ?"

"અરે આવો, આવો, જરૂર આવો, હું તમારી રાહ જોતો બેઠો છું. તમે એક અજાણ્યા તરીકે નથી આવતા. મારા પરમ પ્રિય મિત્ર તરીકે આવો છો. જરૂર આવો" ટીકોનો જવાબ આવ્યો.

"આપણે પ્રાગ જઈએ છીએ." પ્રોફેસરે એની સ્ત્રીને કહ્યું.

"આપણે પ્રાગ જઈએ છીએ ?" પ્રોફેસરની સ્ત્રી ચિડાયાં. "આપણે પ્રાગ શું કામ જઈએ છીએ, પાણીમાં પડવા ? તમારી તો બુદ્ધિ પણ બધી આકાશમાં જ જઈને બેઠી છે."

"પણ તારે વાંધો શો છે ?" કેપલર હસ્યો.

"મારે વાંધો શો છે ?" કેપલરની બાઈ તડૂકી ઉઠી.

"ઘર સરખું ઘર, કેવી મઝાની નોકરી ! અને એ બધું છોડીને કહો છો કે ચાલ પ્રાગ. મારે મારાં રતન જેવા

છોકરાંને નથી રખડાવી મારવાં, અને અને તમે પોતે તો મરવા પડયા છો, માએ જણ્યા ત્યારના. તમને એકે એવો દિવસ સાંભરે છે કે જ્યારે તમે માંદા ન હો? શુમડું મટે ને તાવ આવે. તાવ મટે ને માથું દુઃખે. માથું મટે ને વા આવે. વા મટે ત્યાં તો બળિયા નીકળે."

"તો ય તું મને જ પરણી!"

"તમારા બાપાએ દેવાળું કુંકયા પછી પેલી હોટેલ કાઢી હતી ત્યાં, ચા પીરસતા ને એંઠાં માંજતાં. હું ત્યાં ચા પીવા આવી હતી, કરમની કાઢી. ન આવી હોત તો નહીં પરણત."

"અને પછી હું જ તને ત્યાં ગમી ગયો? અને બીજા ચા પીનારાઓ હાથ ઘસતા રહી ગયા, એમ ને?"

"ન કેમ ગમો? રૂપરૂપના અવતાર! મોટું માથું, લાંબુ નાક, ગોળમટોળ મોઢા પર શીળીનાં ચાઠાં. સુપડા જેવા કાન, ઉંચા ખભા, અને ચાલે તો જાણે ગબડી પડશે ને બોલે તો હાંફી જશે! શું તમે ને શું તમારો કોટ! ગંધાતાં ગજવાંવાળો ને અગિયાર થીગડાંવાળો, ચિત્તાનું ચામડું ઓઢયું હોય એવો પીળો પીળો ને ટપકીવાળો તમે મને ન ગમી જાત! રૂપરૂપના અવતાર"

"છેવટે પુરૂં થયું ખરૂં." કેપલરે એક લાંબો શ્વાસ ખેંચ્યો ને બહાર પડતી પાંસળીયો પર હાથ ફેરવતાં કહ્યું: "છેવટે મારા રૂપનું વર્ણન પૂરૂં થયું ખરૂં."

"પૂરૂં ન કરે તો જાય કયાં? કંઇ ધંધો હશે ને? તમારી જેમ છે? આકાશ સામે તાકયા કરવું ને નવરા

પડે ત્યારે કાગળ પર ચિતરામણ કાઢવાં !" બોલતાં પ્રોફેસર કેપલરનાં બાઈ સાહેબ ઉભાં થયાં.

"તો શું વિચાર કર્યો ?"

"શો ?"

"આપણે પ્રાગ તો જવું જ જોઈશે. હું એકલો જાઉં તો તારી સારવાર વિના રસ્તે મરી જાઉં અને તું અહીં એકલી રહે તો મારા વિના છોકરાં ભુખે મરી જાય."

"તમારૂં તે કંઈ માથું છે ? જે પેહુંસ્તે નીકળતું જ નથી. બસ એક વાત પકડી તે પકડી, મરે તો ય મૂકે જ નહિ."

"મૂકવી તો પકડવી નહિ અને પકડવી તો મૂકવી નહિ, એવું આપણાં શાસ્ત્રમાં પણ લખ્યું છે." કેપલર હસ્યો.

"મારાથી તો તમારી સાથે માથાકૂટ નથી થતી."

"આટલી તો થાય છે, હવે વધારો થશે. પણ તું જરાક નિરાંતે વિચાર કરજે, આપણે પ્રાગ ગયા વિના નહિ ચાલે, જેમ બને તેમ જલદી."

પ્રોફેસરનાં પત્ની ચમકી ઉઠયાં. એનો આવો અવાજ જ્યારે સંભળાતો ત્યારે બધા સવાલ જવાબ બંધ થઈ જતા અને ચર્ચા અટકી જતી. પ્રોફેસર કોઈનું માનતા નહિ, ને સાંભળતા નહિ.

"આપણે જવું જ પડશે ?" બાઈના હોઠ ફફડયા ને આંખમાંથી આંસુ ટપક્યાં. ઉંચી સોટી જેવી બાઈ પ્રોફેસરના સામે આંસુનાં પડળમાંથી દેખી રહી.

"તને આ મારા મંગળ માટે, આ બધી જુદી જુદી આકૃતિઓ માટે કંઈ જ નથી લાગતું? હું એ સૌને...." પ્રોફેસર ગળગળા થઈ ગયા.

"મને ખબર છે, તમે એ સૌને ચાહો છો. હું એમાંના એકેને નથી ઓળખતી: હું તો તમને જ ઓળખું છું એટલે આવીશ; તમે જ્યાં ભેખડાવશો ત્યાં" બોલતી બાઈ ચાલી ગઈ, અને તૈયારી કરીને થોડા દિવસ પછી કેપલરનો સંઘ ગ્રેઝથી પ્રાગ જવા ઉપડયો.

પણ બે દિવસની મુસાફરીના થાકથી પ્રોફેસર રસ્તામાંજ માંદા પડ્યા અને એક હોટેલમાં મૂકામ નાખ્યો ત્યારે પત્નીએ ચિંતાથી કહ્યું.

"હોટેલમાં બે દિવસ રહેવાય એટલા જ પૈસા છે, પછી શું? અને પ્રાગ પણ કેમ પહોંચાશે? મેં નહોતું કહ્યું કે કંઈ બચાવો." બાઈ નિરાશ થઈ ગઈ.

"પૈસાનો સ્વભાવ જ બચવાનો નથી હોતો." કેપલર ફિક્કું હસ્યો, "પણ પૈસા તો ટીકો જરૂર મોકલી આપશે હું ટીકોને લખું, એ તાબડતોબ પૈસા મોકલશે; ચાલ ચિંતા મૂક. બે દિવસના તો છે ને? બે દિવસ ઉધાર ચલાવશું ત્યાં તો પૈસા આવી જશે" પ્રોફેસર ખુશ થઈ ગયા. પછી ટીકોએ વાટખરચી મોકલી આપી.

"કેવો સરસ ડેન?" પ્રોફેસર ઉમળકાથી બોલી ઉઠયો ને અંદર દોડયો. બાઈ ને બાળકો આવ્યાં. બધાં ખુશ થઈ ગયાં. પ્રોફેસર સાજા થઈને ઉઠ્યા અને આગળ વધતો સંઘ પ્રાગ પહોંચી ગયો.

બન્ને ભેરૂબંધ મળ્યા બન્ને સામસામા ઉભા ટીકો વૃદ્ધ પણ કદાવર ને પડછંદ હતો, કેપલર જુવાન પણ નાજુક અને નરમ હતો

બન્નેએ વાતો માંડી, ગ્રહો ને ઉપગ્રહોની સૂરજ ને ચાંદાની બન્નેએ વાતો કરી ને એક બીજાને સમજ્યા બન્નેએ એક સાથે આકાશદર્શન કરવા માંડયું અને ગણુ તરીઓ ગણવા માંડી એમ ઘણા દિવસો પસાર થઈ ગયા પછી એકવાર કેપલરે જઈ રાતોરાત ટીકોનુ બારણુ ઠોકયું "આગળથી હવે વધારે વાર નહિ રહેવાય, એ વિકરી છે" ઘગમ સારમા કચડાઈ જતા કેપલરને ટીકો જોઈ રહ્યો

"પણ મારું ?" ટીકોનો અવાજ આવ્યો

"હુ એકલો મથીશ અને જે જાણીશ તે જણાવીશ"

'પણ આપણે સાથે હોત તો ?"

"હવે એ વાત જવા દો" કેપલરે કહ્યુ

"ઠીક તો આ તમારી મુસાફરી માટે " ટીકોએ કેપલરને મોટી વાટખરચી આપી

બીજે જ દિવસે બન્ને ભેરૂબંધ છૂટા પડયા કેપલરે ફરી વાર ગ્રેઝનો રસ્તો લીધો, અને પત્નીથી કોગતા પેલા મેટ્રેસર કુટુબ સાથે સુખરૂપ ઘેર પહોચ્યા, અને થોડા દિવસ પછી પાછો પ્રાગથી કાગળ આવ્યો

"મને લાગે છે કે મારૂ ઘરડુ શરીર હવે વધારે દિવસ ટકશે નહિ મે સમ્રાટ રૂડોલ્ફને પણ વાત કરી છે એણે જેવો સાથ મને આપ્યો છે તેવો તમને આપશે" તમે અહીં આવો અને અહીંની વેધશાળા તમારી બનાવો"

"આપણે જવું જ જોઇશે." પ્રોફેસરે પાછું એની બાઇને આખરીનામું સુણાવી દીધું. અને પ્રાગ પહોંચવા પ્રોફેસરનું કુટુંબ ઉપડ્યું, અને પ્રાગ પહોંચ્યું.

ટીકોને ઘેર કેપલરે દોટ દીધી. "ટીકો! ટીકો ક્યાં છે!" કેપલરે ઘરમાં તપાસ કરી મૂકી. કોઈએ ઓરડો બતાવ્યો, કોઈએ પથારી દેખાડી. પથારીમાં ટીકો પડ્યો હતો. એની છેલ્લી પળો ચાલતી હતી. એને અવળો શ્વાસ ઉપડ્યો હતો.

વૈદરાજે માત્રા ઘસીને ટીકોની જીભ પર ચટાડી દીધી. સારવારમાં બેઠેલી એક વૃદ્ધા બોલી, "કેપલર આવ્યા."

"કેપલર!" મરણ પથારી પર પડેલા વૃદ્ધે આંખ ઉંચકી.

"હું આવ્યો છું." કેપલર ગળગળો થઇ ગયો.

"મેં મારું આખું જીવન તારાઓ સાથે ગાળ્યું છે. હું તને બધું સોંપી જાઉં છું: એ તારાઓ અને વેધશાળા...." પાછો એનો શ્વાસ અટકી ગયો. એણે થોડી વારે બોલવા માંડ્યું: "સાતસો ને પચાસ તારાઓ મેં પારખ્યા છે. એ બધાની મેં એક યાદી તૈયાર કરી છે. મેં બધું પૂરું કર્યું હોત પણ મારું અધુરું...."

"હું પૂરું કરીશ." કેપલર ઉતાવળો બોલ્યો.

ટીકોના પ્રાણ ઉતાવળા થતા હતા. ટીકોએ ડોક મરડી. એની આંખો આકાશ સામે અનિમીષ જોતી હોય તેમ ઉઘડી ગઈ. પ્રોફેસર કેપલરની દાઢી પર થઈને આંસુ નીચે ટપકવા લાગ્યાં. આખા ઓરડામાં મરણની શાંતિ પથરાઈ.

એક દિવસે પ્રોફેસર એમના ઓરડામાં બેઠા બેઠા ગણિત ગણતા હતા, ત્યાં તો રાજા રૂડોલ્ફનો કાસદ આવ્યો

"મહારાજાની જન્મોત્રી બનાવી આપો."

"એ મારું કામ નથી, તારાઓની ગતિના ગૂઢ નિયમો હું શોધું છું, પણ માણસનું ભવિષ્ય ભાખતો એકે તારો મને હજી સુધી દેખાયો નથી." એવું કહેવડાવી દીધું અને મનમાં બબડયો, "વિજ્ઞાન પર પણ સત્તાનો કેવો અધિકાર છે? દૂર દૂર ટમટમતા મારા સુંદર તારાઓને માણસ જેવાં બે પગનાં પ્રાણીઓનું ભાવી ભાખવાની કંઈ પડી નથી." કાસદ ચાલ્યો ગયો અને એ બબડવા લાગ્યો, "રજવાડાના અધિકારવાળી દુનિયાની જન્મોત્રીમાં લખ્યું છે કે, જે કોઈ હકુમત, વિજ્ઞાનને ગુલામ બનાવશે, તેનું સ્થાન ઈતિહાસની કચરાની ટોપલીમાં છે."

પછી થોડા સમય પછી રાજદૂત પાછો આવ્યો અને બોલ્યો,

"બધા લેખીઓ શું જુઠ્ઠા છે? તમને શાહી ફરમાન છે કે જન્મોત્રી કરી દો નહિ તો....".

પ્રોફેસર સમજી ગયા. નહિ તો મિનારો જશે, વેધશાળા બંધ કરવી પડશે, પગાર મળતો અટકી જશે, ને જીવન પણ જોખમાય.

"ઠીક કરી દઈશ." કેપલરે કહેવડાવ્યું. વૈજ્ઞાનિકનું પતન થયું. સત્તાના સાદે વિજ્ઞાનને અપનાવ્યું. કેપલરે અપમાન પામી ક્રમ ચાલુ રાખ્યું, ટીકોનું લીસ્ટ પૂરું

કર્યું ને આકાશી પદાર્થોના નિયમો શોધી કાઢ્યા. કેપલર આકાશના કાયદા ઘડનારો કહેવાયો.

પછી એ વૈજ્ઞાનિક પ્રાગના દરબારનો દરબારી બન્યો. એના દેહ પર કમામનો પોશાક ચડ્યો. એના માથા પર દરબારી ટોપી દમ મારી રહી.

પણ એના કોટ નીચેનું નરમ હૃદય ખખડી ગયું હતું. ફેફસાં પરની પાંસળીઓ ઉછળતી હતી. એની તબિયત વણસતી હતી. એના માથામાં એક ચિંતા એના મગજના તંતુઓને હલાવતી હતી: "મરતા ટીકોને આપેલું વચન?" એણે મરતાં પહેલાં પાળવાનો નિશ્ચય કર્યો. "પણ પૈસા?" જાણે એના માથામાં પૈસો વાગ્યો. "અને ન છપાવાય તો ટીકોને આપેલું વચન?" એને ચિંતા પેઠી.

માઠો દિવસ ડોકિયું કરી રહ્યો. કેપલરનાં બાઈ સાહેબ માંદાં પડયાં. હંમેશનો માંદો કેપલર પોતાની જાતને સાજી સમજી એક દીકરાની મરણ પથારી પર બેઠો હતો. એ સૌથી મોટો હતો. એને બળીયા નીકળ્યા હતા. એ ધીમે ધીમે મરણ પામતો હતો.

આખા પ્રાગનગર પર હવે મરણની છાયા પથરાતી હતી. રૂડોલ્ફ મરણ પામ્યો હતો અને સ્વસંકુચિત સત્તાનાં હથિયાર ખખડયાં હતાં એકેએક ખુણામાંથી મરણ મહાલતું હતું. પરન્તુ પ્રાગ છોડાય કેમ? સાથેના જ ઓરડામાં • એની સ્ત્રી પણ મરવા પડી હતી.

એણે એક ચીસ સાંભળી. એ દોડયો. એક મોટા ખાટલા પર એક બાઈ પડી હતી. એની નિસ્તેજ આંખો-માંથી જીવન ડોલવાઈ જતું હતું. જેણે કેપલરનું ઘર માંડયા પછી કદી નહિ મળેલો એવો, એ આખા જીવનનો થાક ઉતારતી હતી. એણે કેપલર તરફ છેવટની નજર નાખી. એણે બે આંગળીઓ ઉંચકી પગ પાસે રડતાં બેઠેલાં બે બાળકોને બતાવ્યાં ને મરણ તરફ પાસું ફેરવ્યું.

"હવે શું?" ચિંતા વધતી જ ચાલી. બન્ને બાળકો નાનાં હતાં. "એમની સારવાર? અને પોતાની પણ સારવાર વિના જીવી શકાય તેમ હતું જ કયાં!"

અનેક વિચારો કર્યા પછી પ્રોફેસરે પાકો નિર્ણય કર્યો. પોતાની અને પોતાનાં બે બાળકોની સારવાર કરી શકે તેવી સ્ત્રી સાથે પરણવાનો વિચાર કર્યો. સૂરજની આસપાસ ફરતા ગોળાઓનો નકશો જરાક દૂર મૂકી પોતે પરણી શકે તેવી સ્ત્રીઓનાં બાર નામ લખી નાખ્યાં અને પછીના આઠ દિવસમાં એણે બારમાંથી અગીઆર નામ પર ચોકડીઓ મૂકી દીધી, અને તરત જ એણે એક અનાથ છોકરીની પસંદગી કરી નાખી, "કારણ કે, એની સાથે પરણવાથી પ્રેમ કરવાની મહેનત પડે તેમ નથી, કારણ કે એની રીતભાતો મારી રીતભાતોને મળતી આવે તેવી છે, કારણ કે એની ઉંમર પણ ઠીક મોટી છે, કારણકે...." મિત્રોને લખી નાખ્યું. મિત્રો હેબતાઈ ગયા ને પ્રોફેસરની પસંદગી પર ઠપકાના કાગળો આવવા લાગ્યા. પણ પ્રોફેસર મક્કમ હતા.

પ્રોફેસર પરણ્યા અને બાળકોની આ નવી માતાએ પ્રોફેસરનો ઘરસંસાર સંભાળી લીધો. પણ અંધેરી નગરી

જેવા યુરોપમાં કેપ્લર પર મુકરદમો મંડાયો. મુકરદમાને અંતે ધર્મના અધિકારીઓએ કેપ્લરનો બહિષ્કાર પૂકાર્યો. પ્રોફેસરનાં પુસ્તકો લૂંટાયાં. પ્રોફેસરની વેધશાળાનાં કમાડ વસાયાં. પ્રોફેસરનો રોટલો ઝડપી લેવાયો. આગળ કારાગાર ને કારાગાર પછી પ્રોફેસરનાં હાડકાં શેકી નાખનારી ધરમની ઘાતકી હોળીના ઓછાયા અંધારામાં અટવાયા.

"જીવવું કેમ!" જીવનનો કાન તોડી નાંખે તેવો ચિત્કાર સંભળાયો.

પ્રોફેસરને યાદ આવ્યું. એણે રાજા રૂડોલ્ફની જન્મોત્રી કરી હતી. એણે ફરીવાર ભવિષ્ય ભાખવા માંડયાં. એણે પેટનો ખાડો પૂરવા ને કુટુંબને જીવાડવા જન્મોત્રીઓ કરવા માંડી.

"આપણે લીંઝ જઇએ છીએ." એક દિવસ એણે એની સ્રીને કહ્યું.

બીજે દિવસે પ્રોફેસરનું કુટુંબ લીંઝને રસ્તે પડયું અને થોડા દિવસ પછી પ્રોફેસરે લીંઝમાં ઘર માંડયું. પ્રોફેસરે જન્મોત્રીઓ કરી. પ્રોફેસરનાં પત્નીએ મજૂરી કરી. બાળકો પણ મોટાં થતાં હતાં. ભૂખનું દુઃખ ઓછું થતું હતું. પ્રોફેસરની આકાશ સાથેની જૂની મહોબત જાગતી હતી. પ્રોફેસરે ટીકોને આપેલું વચન યાદ આવતું હતું. પ્રોફેસર પાછા મચી પડયા.

પ્રોફેસરના ઓરડામાં અજબ એવી વિજ્ઞાનની વેઠ પથરાયલી પડી હતી. કાગળીયાંના ઢગલા વિખરાયા હતા. પંખીઓની પાંખો જેવાં પાનાં ફફડતાં હતાં. ધોળાં પાન પર

આકાશની કાળી આકૃતિઓ ઉડતી હતી. દિવસની ભૂખ ભૂલાઈ ગઇ હતી, રાતના ઊજાગરા આંખોમાં બાવરા બન્યા હતા. "તું બહુ સારી છે હો !" પ્રોફેસરની ગુફામાં ખાવાનું લઈને કયારની આવી ઉભેલી બાઈ તરફ પ્રોફેસર ખુશ થઈને બોલ્યા.

"કેમ ?" બાઈ હસી.

"કારણ કે તું મને લડતી જ નથી, તારો ઉપકાર.... પણ તરત જ પ્રોફેસરના માથામાંથી શબ્દો સરી જતા હતા અને આખું આકાશ પેસી જતું હતું.

"એ બધાં અમસ્તાં નથી ફરતાં, આ રહ્યા આંકડા." પ્રોફેસરે ખાવાની થાળી હડસેલી, આંકડાનો નકશો ઉપાડયો ને તાકી રહ્યા. "કોઇ નિયમ છે જ, જે આ બધાને ધરી પર ફેરવે છે." પ્રોફેસરના કપાળ પર કરચલીઓ પડી. પ્રોફેસરની ઠેકડી કરતો ગુરૂત્વાકર્ષણનો નિયમ સંતાકૂકડી રમી રહ્યો. ગુંચવાયલા પ્રોફેસર માથે હાથ દઇ બેસી રહ્યા. સૌએ પ્રોફેસરની મજાક માંડી હતી. સૂરજ પણ એને હસતો હસતો ઉતાવળો આથમી ગયો. પ્રોફેસરના ઓરડામાં અંધારૂ ઉતર્યું હતું. એની બાજુએ મોડી રાતના દિવાના અજવાળામાં ખાવાની થાળી પ્રોફેસરના સામે ધરતી એની સ્ત્રી પ્રોફેસરને સમજાવતી બેઠી હતી. અંધારામાં ટગમગતો તેલનો દીવો ગંધ મારતો ને મેશ કાઢતો, આ પ્રોફેસર દંપતીના સંસાર તરફ હસી રહ્યો હતો.

બીજા દિવસનું સવાર પડયું. પ્રોફેસરના હાથમાં કોઈએ કાગળ મૂકયો. પ્રોફેસર વાંચતાં જ ઠરી ગયા. એની સામે

એની બાઈ એક બાળકને ધવડાવતી ચિંતાતુર નજર નાખી રહી હતી.

"એ હજુ ય જીવે છે." પ્રોફેસરે નિસાસો નાખ્યો. એના હાથમાંથી કાગળ પડી ગયો.

"કોણ ?" પડેલો કાગળ ઉપાડી લેતાં બાઈએ પૂછયું.

"મારી મા." પ્રોફેસરે એક ઉંડો શ્વાસ ખેંચ્યો.

"કોણ તમારી મા ! તમે તો નામ સરખુંય લીધું નથી."

"ગમે તેવી પણ મારી મા, એનો સ્વભાવ એવો ત્યાં ? કોઇની સાથે બન્યું જ નહિ. બિચારી કેદખાને પડી છે, આપણો જંગલી સમાજ...."

"બિચારીને શેકી નાખશે...." બાઈએ માથું ધૂણાવ્યું

"ડાકણ....મનના રોગ....બધી બિમારીનું મૂળ ગરીબાઈ જ હોય છે." એની આંખ સામે એની માતાની વિકરાળ મૂર્તિ દેખાઈ. એનું કપાળ તપી ગએલું હતું, એની આંખો સળગી ઉઠી હતી, એની ભમરો તંગ બની હતી, એની મુઠીઓ વળાઈ ગઇ હતી, એના હોઠ ફફડી ઉઠયા હતા. મેં પણ એને છોડી. એકલી અટુલી એ, માનવીનું શોષણ કરનારી દુશ્મન દુનિયા પર ચિડાય તો, કેપલરની માતાનો કે કોઇની પણ માનો શો વાંક ! શો અપરાધ ! મારી મા ! મારે એને છોડાવવી જ પડશે." એ દુઃખથી બોલ્યો, પણ........!"

"પણ પ્રોફેસર લેવાઇ ગયા."

"શું ?" બાઈ સમજી ગઈ. "મારાં ઘરેણાં વેચી દઈશું ને બીજા પૈસા તમારી પાસે છે તે એકઠાં કરી રાખેલાં બધાં નાણાં એને છોડાવી શકશે."

"મારી પાસે છે તે ?" પ્રોફેસરના માથા પર જાણે પથરો પડ્યો. "ટીકોનું વચન ! મારે પેલું છપાવવાનું...." એ જોઈ રહ્યો, "મેં ટીકોને વચન દીધું છે !"

"મરેલાંનાં વચન કરતાં, જીવતાંની સારવાર ..." બાઈ સમજાવી રહી.

"ઠીક તું ત્યાં જા. બિચારી પિડાતી હશે. તું જા, બધું લઈ જા ને મારી માને છોડાવ. આપણા ત્યાં મિત્રો છે, મારું મોટું નામ પણ કામ આવશે. તું જા, બાળકોને લઈ ને જા...."

"પણ તમે ક્યાં જશો ?"

"હું જઈશ." પાછા પ્રોફેસર જોઈ રહ્યા, હું પ્રાગ જઈશ "

"એકલા ? કેમ એકાએક, હું ન હોઉં તો તમે...."

"એ તારો ભ્રમ છે, ત્યાં ઘણા મિત્રો છે, ટીકોનું વચન....મારે છપાવવું જ જોઈશે."

"પણ રસ્તામાં! ઓગણસાઠ વરસની ઉંમરે, આ શરીરે ? રસ્તાની મુશ્કેલીઓનો ખ્યાલ આવે છે ? તો હું જવાની નથી."

"હું નહિ જાઉં." પ્રોફેસરનો અવાજ લથડ્યો ને પછા મનમાં બબડ્યા, "મારે જવું જ જોઈશે, મારો ટીકો ...." એની આંખ સામે મરતો ટીકો દેખાયો.

"તું જા, આજે જ જા. મારી મા...." પ્રોફેસરનો અવાજ દયામણો બોલ્યો.

બાઈ બીજા દીવસની સવારે નીકળીને નીકળતાં બોલી, "જો તમે જતા નહિ હો!"

"નહિ જાઉં." પ્રોફેસરે હોઠ ફફડાવ્યા પણ એના મગજની દિવાલમાં જોરથી અવાજ અથડાયો, "મારે જવું જ જોઇશે."

બીજા દિવસની વહેલી સવારે પ્રોફેસરે ઘોડો પલાણ્યો ને પ્રાગનો રસ્તો લીધો. પ્રોફેસરે પ્રાગ પહોંચીને મિત્રોને વિનવવા માંડયા.

"એ વિના બીજી બધી વાત કરો." મિત્રોએ વિનયથી કહ્યું.

પ્રોફેસરને પગ નીચેની ધરતી સરતી લાગી, માથા પરનું વાદળ તૂટી પડતું દેખાયું.

"પૈસા લેવા આવ્યા છો પણ જીવ લઇને પાછા જાવ તો ઠીક." એક જણે ખાનગીમાં સંભળાવી દીધું.

પ્રોફેસરે રાતોરાત ઘોડો પલાણ્યો. હાડકાંના માળા જેવું ઘોડે ચઢેલું આખું શરીર પગથી માથા સુધી હચમચી ગયું હતું, ફેફસાં ખાલી થયાં હતાં, હૃદય દુ:ખી ઉઠયું હતુ, માથું તપી ગયું હતું. એને સમજાઇ ગયું, "ઘર સુધી નહિ પહોંચાય." એની આંખ સામે આખું કુટુંબ દેખાયું. એણે ઘોડાને ધ્રુજતી એડ મારી

એના ચહેરા પર દુ:ખ હતું. એની આંખમાં ભાગીને ભૂકકો થતાં સ્વપ્નો હતાં. એના કપાળ પર બિમારી હતી.

ઘોડાના જીન પર જેમ તેમ ટકી રહેલો એનો દેહ ખખડી ઉઠયો હતો. એના માથામાં અવાજ ઉઠતો હતોઃ "નહિ પહોંચાય" એ પ્રાગનો દરવાજો જેમ તેમ વટાવી ગયો.

"પણ પહોંચું શું કામ?" એ મરણીયો થયો હતો. "મારી સ્ત્રી ને મારાં બાળકો, એ બધાંને મેં ભિખારી બનાવ્યાં. ટીકોને દગો દીધો. હું તે શું મોઢું લઇને ઘેર જાઉં? મારાં ખાલી ગજવાં લઈને મારે નથી જવું."

નવેંબર બેસી ચૂકયો હતો. પ્રોફેસરનો ઘોડો આગળ ને આગળ ચાલતો હતો. રસ્તા પરનાં ઝાડ, પાન વિનાનાં હાલતાં હતાં. ઉપરનાં પક્ષીઓ પ્રોફેસરને જોઇને ઉડી જતાં હતાં. ઠંડો પવન પ્રોફેસરનાં હાડકાં કાપતો હતો. ઠરો વરસાદ પ્રોફેસરના શરીર પર ઝેર રેડતો હતો. પ્રોફેસરનું શરીર ઠરી જતું હતું. એની આંખમાં તાવ ઉભરાતો હતો. એનાં ફેફસાં છેલ્લી વારની ધમણ ધમતાં હતાં.

રાત્રે રેટીસબન આવ્યું. પ્રોફેસરે એક હોટલ આગળ રાડ નાખી, "મને કોઇ ઉતારો."

એને કોઈએ ઉતાર્યો. એને કોઇએ હોટેલને ઓરડે સુવાડયો. એના મરતા માથા પર કોઈએ હાથ મૂકયો.

"મને ઘેર લઈ જાવ.... હું તો માંદો જ રહું છું પણ મને ઘેર...." કેપ્લરની આંખો ફાટી ગઇ એણે રેટીસબનની હોટેલના ઓરડામાં છેલ્લી નજર નાખી. એની આંખમાં શું દેખાયું હશે? શી ખબર? ૧૬૩૦ની સાલના કોઈ દિવસે રેટીસબનની હોટેલમાં કોઇનું અજ્ઞાત શબ લેવા રેટીસબનનાં નરનારીઓ આવતાં હતાં.

# ૧૫. આસમાનને ઓળખવાની વિજ્ઞાનની આંખ

ઈટાલી દેશના ટસ્કની પ્રાંતના પીસા નગરમાં, મોટો આઠ માળનો એકસો એંસી ફીટ ઊંચો, તેર ફીટ જાડી દીવાલોવાળો, સોળ ફીટ નમેલો અજબ જેવો એક મિનારો ઉભો હતો. દેખી દેખીને ડોક દુ:ખી જાય ત્યાં સુધી તાજુબ થયેલું માનવી આખું બનીને એને જોઇ રહેતું હતું.

"એ....આવે...." થોડાક જોનારાંમાંથી એક જણે હાથ લંબાવ્યો ને એક દોડતી આવતી ડોસીને બતાવી. ડોસીએ બૂમરાણ કરી મૂકી હતી.

"મારાં હાળાંઓ ધરમવાળાંઓ! તમે શું સુધર્યાં!"

"પણ તમે સુધર્યાં શું?" ઉભેલાનાં કાળજાં કોરનેઃ ડોસીનો અવાજ કકળી ઉઠ્યો. દરેકના હૃદય પર ડોસીની ચીસ કંપી ઉઠી.

"પણ તમે સુધર્યાં શાથી? શણગાર સજવાથી! ગુલામો પાસે ગાડીઓ ખેંચાવી હરવાફરવાથી? મારા ચસ્વેટસને લીલોછમ જેવો શેકી માર્યો ને એને સળગતાને જોવા મને ટાવર પર પણ નથી ચઢવા દેતાં? એ તમારી એપમેનની ટેકરીમાંથી જ્વાલામુખી ન ફાટી નીકળે તો મારું

નામ....નહિ" ડોસી ડરાવી રહી. એને ગાંડપણ થયે આજે અગિયાર વરસ વહી ગયાં હતાં અને ડાહ્યાંઓ એ ગાંડીની વાતો તરફ માત્ર હસતાં હતાં કે દયા ખાતાં હતાં. ત્યારે એક મકાનમાં એક નોકર ઉતાવળો દોડતો આવ્યો ને બૂમ પાડતો બોલ્યોઃ "ચાલી જા."

"લે પાછું તારૂં શું બગાડયું !" એ જોઇ રહી.

"વીનશેનઝીઓ ચિડાશે તો ભોંયભેગી કરી નાખશે." નોકરે બૂમ પાડી.

"શું કામ ચિડાય, દીકરા !" ડોસી નરમ થઈ ગઈ.

"એની બાઇને બાળક સાંપડે છે." નોકરે ધીમેથી કહ્યું, "ને તું બૂમો પાડે છે."

"નહિ પાડું, મને શી ખબર ! મને ય સરવેટસ સાંપડ્યો હતો." ડોસીની આંખો ઉન્માદમાં નાચી રહી.

ત્યારે પંદરસો ચોસઠની સાલના ફેબ્રુઆરીના પંદરમા દિવસના ખરા બપોરે એ વાંકા વળેલા મિનારાના પડછાયામાં ઉભેલા પડેલાનાં ઉમરાવજાદા વીનશેનઝીઓના ઘરમાં તરતના જન્મેલા એક બાળકે રડવા માંડયું. કોને ખબર કે પીસાના મિનારાના માથા પરથી આકાશના ભેદ પારખનાર, ને એરીસ્ટોટલની ભૂલો બતાવનાર બાળક જન્મતું હતું ! એનું નામ ગેલીલીયો હતું.

પીસાના દેવળમાં, ૧૫૮૧ની સાલમાં કોઈએ એક દીવાને સળગાવવા બાજુ પર ખેંચ્યો અને પછી તેને સળગાવીને, સાંકળ પર લટકતો છોડી મૂક્યો. દેવળમાં

એકઠાં થયેલાં ભક્તજનો પર એ કયાં સુધી ડોલ્યા કર્યો. એના ડોલન તરફ ખેંચાયલો, એક સત્તર વરસનો જુવાન પ્રાર્થનાને વિસરી જઈને પોતાના હાથની નાડીના ધબકારા સાથે દીવાના ડોલનની ગણતરી કરવા મંડી પડયો. એ જુવાન ગેલીલીયો હતો. એણે ઘેર જઈને પેનડયુલમના પ્રયોગો કરવા માંડયા. એણે પેનડયુલમ બનાવ્યું.

વીનસેનઝીઓ, ગેલીનીનો, આ જુવાન દિકરો સત્તર વરસની જ ઉંમરે શોધક બનવાનાં લક્ષણો દાખવતો હતો. પણ ખૂવાર થએલા ઉમરાવ વીનસેનઝીઓને એવો શોખ પોષાય તેમ ન હતું. એણે જુવાન ગેલીલીઓને પોતાની દુકાનમાં બેસાડી દીધો. દુકાનમાં ગેલીલીઓ ગોઠવાઈ શકયો નહીં એટલે છેવટે એને પીસાના વિદ્યાપીઠમાં વૈદુ ભણવા મૂકવામાં આવ્યો. વિદ્યાપીઠમાં ગેલીલીઓએ આર્કિમિડીસની શોધને ફરી શોધવા માંડી. પાયથાગોરાસના ગણિતમાં એ ગરકાવ થઈ ગયો. એણે પદાર્થોની ગતિનો અભ્યાસ કરવા માંડયો. એણે પદાર્થગતિના નિયમો શોધવા માંડયા, અને "ડાયનેમીકસ" અથવા પદાર્થની ગતિના વિજ્ઞાનનો પાયો નાખ્યો. પદાર્થ વિજ્ઞાનમાં એણે "ઇનર્શીયા" નામનો નવો શબ્દ ઉમેર્યો. નુતન ખગોળ વિજ્ઞાનનો એ જ વૈજ્ઞાનિક પિતા બન્યો.

એણે પોતાના ભણતરની વાતની સાબીતી આપતાં બાપાને કહ્યું, "જલતુલા આ રહ્યું." જુવાને એક મોટું લખાણ ધર્યું, પાછું બાપાએ માથું હલાવ્યું. લખાણ પીસાના વિદ્વાનોમાં ફેરવ્યું. વિદ્યાપીઠની એકે ઉપાધિ વિનાનો ગેલીલીઓ સૌને પહેલીવાર મહાન લાગ્યો. થોડા દિવસમાં લોકો એને

બીજો આર્કિમિડીસ કહેવા લાગ્યા. બાપા બધું અજાયબીથી સાંભળતા હતા. વિદ્યાપીઠનું એને એક દિવસ આમંત્રણ આવ્યું. "તમને ગણિતના પ્રોફેસર તરીકે નીમવામાં આવે છે."

પીસાની વિદ્યાપીઠમાં એક દિવસ એ જુવાન પ્રોફેસર બોલતો હતો, "આનું વજન દસ શેર હોય ને આનું એક શેર હોય તો...." એના માથામાં એક ચમકારો થયો. એના લંબાયેલા બન્ને હાથ અદ્ધર તોળાઈ રહ્યા. એના હાથમાંની બે વસ્તુઓ જમીન પર પડી. "પણ એ વાત સાચી નથી," એણે બીજી પળે બૂમ પાડી. એણે ધડાકો કર્યો.

"શી વાત ?" વર્ગમાંથી અવાજ આવ્યો.

"કે વજન પ્રમાણે, પડનાર વસ્તુની ગતિમાં ફેરફાર થાય છે. વધારે વજનવાળો પદાર્થ વધારે વજન હોવાથી જેટલું વજન વધારે તેટલા ગણી વધારે ગતિથી જમીન પર પડે તે વાત ખોટી છે."

"શી વાત ?"

"એરિસ્ટોટલ ખોટો છે." ગેલીલીઓ એક વિચિત્ર વાત કરતો હતો. સત્તર સત્તર સદીઓથી એરિસ્ટોટલની વાત જ સાચી સ્વીકારાઈ હતી તેનું શું ? એ વાત સામે આ જુવાન પ્રોફેસર હથોડો ઊંચકીને ઊભો હતો.

જવાબ આપો, નહિ તો...." એક દિવસે ધર્માચાર્યની ધમકી આવી.

"જવાબ આપું, નહિ તો...." ગેલીલીઓ સમજી ગયો. એ જવાબ આપવા તૈયાર થયો. એણે પડકાર કર્યો:

"કોઇ વહેમ કે અંધશ્રદ્ધાની આંચ સત્યને આવરી શકતી નથી." એણે વિદ્વાનોને આમંત્રણ આપ્યું. ધરમના મહાજનો અને પીસાના મિનારા પર ધાર્મિકો તથા વિદ્વાનો એકઠા થયા. એણે બે પદાર્થો સૌના દેખતાં તોળ્યા. એકનું વજન એક મણ હતું, બીજાનું એક શેર હતું. એ બોલ્યો, "આ બન્નેને મિનારા પરથી એક સાથે છૂટાં મૂકતાં બન્ને એક સાથે જમીન પર પડશે અને તે સાથે જ, પડતા પદાર્થોનો એરિસ્ટોટલનો નિયમ ભાંગીને ભુક્કો થઈ જશે.

પીસાના મિનારા પર પ્રયોગ શરૂ થયો. "છોડું છું" ગેલીલીઓ બોલ્યો.

"છોડો." જોનાર મહાશયોનો અવાજ આવ્યો. બન્ને વજન છૂટયાં. એક એક મણનું હતું, બીજું એક શેરનું હતું. મિનારાની એકસો ને એંસી ફીટ ઊંચાઇએથી બન્ને પદાર્થો એક સાથે છૂટયા, સાથે ઊતર્યા, અને જમીન પર એક સાથે ભટકાયા.

"હં....!" ધાર્મિકોની ધીરજ ખૂટી ગઈ. જાણે મોટો હિમાચલ જેવો એરિસ્ટોટલ પીસાના મિનારાના માથા પરથી પટકાઈ પડયો હતો. જાણે પીસાના મિનારા પરથી પેલા જુવાન પ્રોફેસરે પથરો ફેંક્યો ને સદીઓનાં ડહાપણ ડહોળાઇ ગયાં.

"મને ખબર છે." ધર્મગુરુએ ગર્જના કરી.

"શી?" જુવાન જોઈ રહ્યો.

"પેલા મોટા વજનમાં તમે કોઈ શયતાનની આરાધના કરી છે, નહિ તો બંને પથરા સાથે પડે શાના!"

"સાથે પડે શાના !" જુવાને તીર જેવી નજર ફેંકી "એક કામ કરો, આપનું વજન મારા કરતાં અઢીગણું હશે આપણે બંને મિનારાના માથા પરથી પડતું મૂકીએ, તમારામાં તો શયતાન નથી ને ! જગત જાણશે કોણ સાચું હતું તે." ગેલીલીઓ કારમું હસ્યો.

"મજાક કરો છો ?" સાધુ મહારાજની કમાન છટકી. બીજે દિવસે જુવાન પ્રોફેસર વિદ્યાપીઠને દરવાજે પહોંચ્યો ત્યારે દરવાજા પર જ એના માથામાં પાછા જવાના અવાજ અથડાયા. વિદ્યાપીઠના વિદ્વાનોએ એની તરફ પૂંઠ ફેરવી એ બધું સમજી ગયો. એણે વિદ્યાપીઠનું મકાન છોડયું. એ ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલ્યો ગયો અને ફ્લોરેન્સ પહોંચ્યો.

"આવ્યો દીકરા ! તને કોણે ખબર કહી ! આટલી વહેલી !" ઘરના ખૂણા પર ઢાળેલા એક ઢેલિયા પર વીનશેનઝીઓ મરણપથારીમાં આળોટતો હતો. ગેલીલીઓ વિદ્યાપીઠનો બધો મામલો વિસરી જઇ બેસી ગયો. એની આંખ સામે વણસેલું ગણિતશાસ્ત્ર હતું મરણ પામતો બાપ હતો, ઉગામેલી સાંગવાળા સત્યના ઇજારદારો હતા ને ખઉં ખાઉં કરતી ગરીબાઈ હતી.

"જો બેટા...." બાપના તૂટેલા બોલ આવ્યા. "હું તને...." એણે ત્રણ આંગળીઓ ને એક અંગૂઠો બતાવ્યાં "હું....તને ત્રણ બેન ને એક ભાઈ સોંપી જાઉં....બધાં તાગથી નાનાં છે, તું...." એનાથી આગળ ન બોલાયું.

"હું સમજી ગયો. હું સૌને સંભાળીશ." એ મરતા બાપાના કાનમાં બોલ્યો ને બાપાએ ડોક ફેરવી લીધી.

"પણ ખાવું શું ?" ત્રણ બેન અને એક ભાઈને સંભાળતો બેઠેલો ગેલીલીઓ વિમાસતો હતો, "હા, હા, એ મદદ કરશે જ." એને યાદ આવી ગયું "એ શ્રીમંત છે અને સત્તાવાન પણ છે. એ એકલો જ મને ઓળખી શક્યો છે, એનામાં વિજ્ઞાનને–સત્યને–ચાહવાનું જીગર છે." એણે પીસારોને વેદના લખી થોડા દિવસે પીસારોનો જવાબ આવ્યો:

"પાડુઆની વિદ્યાપીઠમાં તમે અધ્યાપક નિમાશો, પીસા કરતા પગાર ત્રણગણો. ઊપડો."



એણે વિજ્ઞાનની વાતોથી વિદ્યાપીઠનું વાતાવરણ ભરી દીધું. એના બોલે બોલે વિજ્ઞાનનો અવાજ ઊઠી રહ્યો. એકેએક નજરમાં વિજ્ઞાન ચમકી રહ્યું. પાડુઆના જુવાનો એના પર મુગ્ધ થયા. પાડુઆની જુવાનીનો એ માનીતો બની રહ્યો. પાડુઆના નવજુવાન વિદ્યાપીઠમાં અને બહાર એની આસપાસ વીંટળાયાં.

પછી એકવાર ગેલીલીઓ રજાઓમાં વેનીસની હવા ખાવા ગયો હતો. વેનીસ નગરીનું હવામાન જ એવું હતું. વેનીસના સુંદર સરોવરની કિનારીમાંથી સંધ્યાકાળનો ચાંદો ઊગતો હતો, વેનીસનાં ચમકતાં પાણી પર ગોંડોલા, બે જુવાનોને લઈ વિહરતી હતી.

"ત્યારે હું, પડતા પદાર્થોના નિયમ પર બોલવા આવેલો." પેલા બેમાંનું એક બોલ્યું.

"ત્યારે જ મેં તમને પહેલીવાર જોયા. મારા માથામાં, મારા હૃદયમાં, મારી એકેએક નસમાં તમારા વિના એકે અવાજ ઊઠતો જ નથી." બીજું બોલ્યું.

"અને મને પણ." બીજાના હોઠ ફફડયા. એની આંખ સામે પેન્ડ્યુલમ આંટા મારતું દેખાયું, મિનારા પરથી એક સાથે પડતા પદાર્થો દેખાયા, એ જોઈ રહ્યો. આંખે આંખ મળી. બન્ને એકબીજાને ચાહતાં હતાં. બન્ને એકબીજાનાં બની બેઠાં.

"તું મારી સાથે ચાલ." ગેલીલીઓ બોલ્યો.

"ક્યાં?"

"પાડુઆ."

"પરણ્યા વિના ?"

"પરણવું શું ? પરણ્યા વિના મિત્રો નથી થવાતું ? સાથે નથી રહેવાતું ?"

"તું તો મૂરખ છે !" છોકરીએ ગેલીલીયોના ગાલમાં ટપલી મારી

"લોકો મૂરખ છે, લગ્નની ગુલામીમાં એકબીજાને ફસાવે છે, કાયદો મિલકતનો છે, લગ્ન વળી કાયદેસર કેવું ને ભાઈબંધી ગેરકાયદેસર કેવી ? મને એ માન્ય નથી."

"જો તું સમાજમાં આમ બોલે તો કેવો ભયંકર ગણાય ?" છોકરી જોઇ રહી.

"પણ તું જાણે છે ને હું કેવો બાળક જેવો સરળ છું ને મારું હૃદય કેવું પ્રેમથી ભરેલું છે ?"

"હા, પણ...."

"શું ?"

"પરણ્યા વિના કંઈ રહેવાય ?"

"કેમ ?"

"કાલે સવારે આપણને બાળક થાય ને...." છોકરી નીચું જોઇ રહી.

"ઓહો...." પ્રોફેસરનું હસવું કિનારાના શાંત પાણી પર પથરાતું હતું પરણ્યા વિના બાળક થાય તો તેમાં શું

"ઠીક."

"શું?" વૈજ્ઞાનિક, સત્ય જેવો કઠોર દેખી રહ્યો.

"આપણે પેડુઆ જઈએ ને તમે કહો છો તેવી રીતે રહીએ."

પ્રોફેસર એની દોસ્ત સાથે પેડુઆ પહોંચ્યો ને ગેરકાયદેસર ઘર માંડીને બેઠો.

એમનું ઘર કેવું મંડાયું હતું? એમના સંબંધમાં કેવા રંગો હતા? એમની શોધખોળોમાં કેવીક ગમ્મત આવતી હતી? એવા કોઈ સવાલનો જવાબ ઈતિહાસે આપ્યો નથી. દુનિયા કહે છે કે એ બન્નેને ખૂબ બનતું હતું, કંટાળતાં ત્યારે એકબીજા પાસેથી આશ્વાસન પામતાં હતાં. થાકતાં ત્યારે આરામ લેતાં હતાં ને માંદાં પડતાં ત્યારે એકબીજાની માવજત કરતાં હતાં.

એમ થોડાંક વરસો પસાર થઈ ગયાં. લોકો વીફરતા ગયા, વહેમ ખિજાતો ગયો, ગરીબાઈ વધતી ચાલી. દુઃખના દિવસો નજર સામે ડોકાતા ઊભા.

"મેં એવું નહોતું ધાર્યું." કહી પ્રોફેસરનાં બાઈએ એક દિવસે રડી દીધું. એની એક દીકરી માતાના દુઃખ પર મીટ માંડતી બેઠી હતી, એક ચાર'વરસનું નાનું બાળક ગેલ કરતું હતું. બીજી એક નાની બાળકી માતા સામે જોઈને હસી રહી હતી.

"અને મને પણ" ગેલીલીઓ જોઇ રહ્યો અને બોલ્યો,

"સત્યનો માર્ગ આવો વિકટ હોય છે તે આજે જ સમજાય છે."

"સત્યનો માર્ગ!" બાઈએ ગુસ્સો કર્યો.

"મને તો તમારાં આ બધાં રમકડાંમાં કંઈ નથી સમજાતું."

"એટલે તારો ય શો વાંક!" ગેલીલીઓ હસ્યો, "મને એક વિચાર આવે છે."

"શો?" બાઈ ચમકી

"તું કોઈ સાથે પરણી જા તને વિજ્ઞાનના સત્યનો અગ્નિ નથી લાગ્યો તું મારી પાછળ તણાય છે, હેરાન થાય છે, મને એ સાલે છે. જાણે હું તારા પર અત્યાચાર કરી રહ્યો છું"

"એવું ન બોલો" બાઈની આંખો પલળી.

"મને ખબર છે, તને મારા પર પ્રેમ છે પણ તેથી એના પર ન હોય એમ હું નથી માનતો" ત્યાં તો કોઈએ કમાડ ઠોક્યું

"કોણ એ!" બાઈ બૂમ પાડી ઉઠી

"એ જ એ" ગેલીલીઓ મીઠું હસ્યો "એ આપણો બનેનો મિત્ર છે, તુ એની સથે સુખી થઈશ ...મને નિરાંત વળશે જો સાંભળ ..."

"શું?" બાઈ કાન માંડી રહી

"આપણે એક બીજાને ગમી ગયાં આપણને ત્રણ બાળકો થયાં એમાં ય કંઈ ખોટું નથી ધીમે ધીમે સમય બદલાયો. હું વિજ્ઞાનને વરી ચૂક્યો હતો, મારો બધો ભાવ વિજ્ઞાનમાં ઠલવાઈ ચૂક્યો હતો, મને આટલાં વરસોથી

તારા તરફ એક પણ મીઠી નજર નાખવાનો વખત મળ્યો નથી તેની મને ખબર છે. તું મને પરણીને પસ્તાય છે તે પણ હું જાણું છું. મને ગૂંચવતા વિજ્ઞાનના સવલો તને કંટાળો આપે છે તે વાત પણ મને સમજાય છે ખૂબ મોટી મોટી કલ્પનાઓ અને વિજ્ઞાનના જગતમાં મને ડૂબી રહેલો જોઈ તું ગૂંગળાય છે તે ય હું જાણું છું અને તો ય તેં દરેક પળે મારી સારવાર કરી છે, મારી કાળજી રાખી છે. પણ તું જાણે છે....?" પ્રોફેસર અટકયા.

"શું?" બાઈ અહોભાવ પામી જોઇ રહી.

"મારી સામે એક વિકરાળ કાળ ઊભો છે, મારી સાથે રહીને કોઈ સુખી નહિ થાય"

"હું તમને દુઃખના વખતે છોડી જાઉં?" બાઈની આંખો નીતરી રહી.

"ના, હું તને છોડી જાઉં છું. તને ખબર છે?"

"શી?" બાઇએ આંખો લૂછી.

"બ્રુનો વેનિસમાં પકડાયો તેને આજે સાત વરસ વહી ગયાં. એ સાત વરસમાં ઈશુના મંદિરમાં પિડાતો આજે હાડપિંજર બન્યો છે, અકાળે ઘરડો થયો છે, ને...." ગેલી-લીઓનો અવાજ કંપી ઊઠયો, "આજે ધર્મની હેવાનિયત એને જીવતો સળગાવી નાખવા તૈયાર થઇ છે. એ સળગી જશે અને જો મને કંઈ ન થાય તો તે અન્યાયથી જ કહેવાય. જે, તે કહે છે તે હું કહું છું, અને વધારે જોરથી કહેવાનો છું. વિજ્ઞાનનું સત્ય મારો અંત મને એ બ્રુનોની રાખમાંજ દેખાડે છે."

"તમે...." બાઈ કંપી ઊઠી. એનાથી એક ચીસ પાડી દેવાઈ. મોટી દીકરી સીલેસ્ટી મા પાસે દોડી આવી. પ્રોફેસર ઊઠીને ચાલ્યા ગયા.

× × ×

આજે એ વાતને થોડાં વરસ વહી ગયાં હતાં. ગેલીલીઓનાં બાઈ બીજા મિત્ર સાથે રહેતાં હતાં. ગેલીલીઓની મોટી દીકરી દેવળમાં સાધ્વી બની હતી. એનાં બીજાં બે બાળકો મા સાથે આનંદથી ઊછરતાં હતાં. એ બધું જોઇને ગેલીલીઓ સુખી હતો. ગેલીલીઓએ નવા મિત્ર સાથે એની બાઈને પરણાવીને મોટી પહેરામણી આપી હતી. બાઇ કોઇવાર એકલી બેસીને એ વૈજ્ઞાનિકના વિચાર કરતી અહોભાવ પામતી હતી.

૧૬૦૪ની સાલ આવી અને આકાશમાં એક નવા તારાએ દેખા દીધી.

ગેલીલીઓ ખાઇપીને એ અજાણ્યા આસમાનીને ઓળખવામાં પડયો. નગર આખામાં બે જણની ચર્ચા થઈ રહી. એક નવા દેખાયલા તારાની અને બીજી એને ઓળખવા મથનાર ગેલીલીઓની. ૧૬૦૯ની સાલમાં ગેલીલીઓએ ત્રણ ભાષણ આપ્યાં. ત્રણે ભાષણમાં એણે પેલા તારાની ઓળખાણ આપી. તારાની વાતો સાંભળવા લોકોની મેદની ઉભરાઈ ગઈ.

"મને ખબર છે, તમે બધાં કુતૂહલથી આવો છો, તમને તમાશા ગમે છે, તમને વિજ્ઞાનનાં સત્યોમાં રસ નથી." લોકો છેડાયા.

પાછું એણે આગળ ચલાવ્યું. એણે એરિસ્ટોટલના ડહાપણ પર ઘા કર્યો, એણે ધર્મના વહેમોની ઠેકડી કરી.

"તો તમે શું માનો છો?" સવાલજવાબ થયા.

"તમને સૌને વહેમ વળગાડવામાં આવ્યા છે, તમને મૂરખ રાખવામાં આવ્યાં છે, તમને જૂઠાણાં શિખવવામાં આવ્યાં છે."

"શી વાત! શું હિંમત! કેવી ધૃષ્ટતા!" અજગર જેવી માનવમેદની ફૂફડી ઊઠી.

"વાત એમ છે કે કોઇ વસ્તુ સ્થિર નથી, આ બધું ફરતું છે, બધા તારા ફરતી પૃથ્વીઓ છે, આપણી પૃથ્વી પણ એક તારો જ છે."

"એમ કે?" એક વડાએ આંખ કાઢી.

"હા, હું સત્યને દબાવા નથી માગતો. તમને શું સાંભળવું ગમે છે તેની મને દરકાર નથી, મારે તમને શું સંભળાવવું જોઇએ તેનો જ વિચાર કરું છું, કોપરનીકસ સાચો છે" એણે આખી વાત કહી નાખી.

"શાંતં પાપં! નાસ્તિકતા!" ધાર્મિકો ધખી ઊઠયા. "આપણી પવિત્ર પૃથ્વીને એની દિવ્યતા પરથી ઉથલાવી પાડવા માગો છો? આખા બ્રહ્માંડની એ શિરતાજને વગોવવા માગો છો? એને એક માત્ર ઊડતું રજકણ કહેવા માગો છો? સૂરજની આસપાસ રખડતો ઢઠો કહેવા માગો છો? નાસ્તિક! ધર્મનિંદક!"

"હું સાબિતી આપીશ" ગેલીલીઓ તપી ઊઠયો હતો.

"શાની?"

"કે કોપરનીકસ સાચો છે." એણે બૂમ મારી.

પણ ત્યારપછી એક નવી જ વાત એના મગજમાં ઘૂંટાવા માંડી હતી, એ વાત એ હતી કે "નાની વસ્તુઓ સૂક્ષ્મદર્શક કાચમાંથી મોટી દેખાય તે ઠીક છે, પણ દૂરની વસ્તુઓ નજદીક કેમ દેખાય?" એના માથામાં વિચારો ઊભરાયા કર્યા. એ સવારે જાગ્યો ને જેમતેમ વિદ્યાપીઠ તરફ ઊપડયો. એને રસ્તાની ખબર રહી નહિ, એને વિદ્યાપીઠમાં પોતે શું બોલે છે તેનું પણ ભાન રહ્યું નહિ, એને આખો ઓરડો ફરતો લાગ્યો. વિદ્યાર્થીઓ બધા તારા દેખાયા. એના માથામાં એ એક જ વિચાર ઉપરતળે થતો હતો, "દૂરની વસ્તુઓ પાસે કેમ દેખાય?"

એણે ઘેર જઈ ને ચશ્માના નતોદર (concave) અને ઉન્નતોદર (convex) કાચ ગોઠવવા માંડયા. 'અને આ શું? એની અજાયબીનો પાર રહ્યો નહિ. એ બેય જાતના કાચને અમુક રીતે ગોઠવવાથી દૂરની વસ્તુ પાસે દેખાઈ. એ ઊભો થઇ ગયો. "જે કોપરનીકસે કહ્યું તે દુનિયાને દેખાડી શકાય." એ આનંદથી બોલ્યો. એના એકએક અંગમાંથી ઉલ્લાસ ઊભરાયો. એણે એક ભુંગળીમાં સૂક્ષ્મદર્શક કાચ ગોઠવ્યો ને સાથે નતોદર ને ઉન્નતોદર "લેન્સ" બેસાડયા. એણે પહેલીવાર જોયું. દૂરનું માણસ એની પાસે ઊભેલું દેખાયું.

"આસમાન ઓળખાશે." એને આશા આવી. એણે વધારે સારા સૂક્ષ્મદર્શક કાચ એકઠા કર્યા. એ દૂરબીન (ટેલીસ્કોપ) બનાવવા મચી પડયો. એણે એક સરસ દૂરબીન (ટેલીસ્કોપ) બનાવ્યું, ને એ સાગરકાંઠા પર નાઠો. એની



આંખ સામે એક વહાણુ થોડે દૂર દરિયાનાં પાણી પર ગેલ કરતું દેખાયું. એણે આંખ પરથી ટેલીસ્કોપ ખસેડયો તો વહાણુ જ હતું નહિ. "તો પછી મને દેખાયું કેમ ?" એનો એકેએક તંતુ ઊછળી ઊઠયો. એને બધું સમજાઈ ગયું.

"વહાણુ નરી આંખે ન દેખાય તેટલું દૂર હશે." એ ક્ષિતિજમાં દૂર એક ટપકું જોઈ રહ્યો. એ પાછો આનંદ-માં બોલ્યો, "આસમાન ઓળખાશે." એ બેસી રહ્યો. બરાબર બે કલાકે ટેલીસ્કોપમાંથી દેખાતું વહાણુ આવી પહોંચ્યું.

એ ઘેર આવીને સીધો વિદ્યાપીઠમાં દોડ્યો. વિદ્યાપીઠમાં એણે દૂરબીન દેખાડ્યું. વિદ્યાપીઠનો વડો એના તરફ અજાયબીમાં જોઈ રહ્યો. "અજબ છે! ચમત્કારી છે!" સૌનો એક અજાયબીભર્યો અવાજ બોલી ઉઠ્યો.

"એનાથી આસમાન પણ ઓળખશે." એણે ઝીણી આંખો કરી કહ્યું. એનો વેગ આસમાનને આલિંગવા ઊછળી ઊઠ્યો. એ આકાશી પદાર્થોને દેખવા અધીરો બની રહ્યો. "અને ત્યારે બધું સમજાશે." એ મનમાં બબડ્યો અને એના શરીરમાં ન સમજાય તેવો કંપ થયો.

"તમારા કામના કલાક ઓછા થાય છે અને તમારો પગાર બમણો વધે છે. તમારી નોકરી તમે જીવો ત્યાં સુધી ચાલુ રહેશે." પેડુઆની વિદ્યાપીઠે એને બહુમાન્યો.

એણે દૂરબીન બનાવવાની ભૂંગળીઓ કોચ્યા કરી, કાચ ઘસ્યા કર્યા ને દૂરબીનો બનાવ્યા કર્યાં. એણે મોટાં મોટાં ઘણે દૂર દેખતાં દૂરબીનો બનાવ્યાં. એક તો સૌથી મોટું હતું.

એણે આસમાનની ઓળખ આરંભી. એણે આકાશી પદાર્થોને પારખવા શરૂ કર્યા. એણે આકાશના અદ્ધર લટકતા દીવામાં ધરતીઓ ફરતી જોઈ. એણે આજ સુધી સંતાકૂકડી રમતા ને છુપાતા ફરતા તારાઓને શોધી કાઢ્યા.

એ એકીટસે દૂરબીનમાંથી દેખી રહ્યો. એ એકાએક જોરથી હસી ઊઠ્યો. "પણ છે શું?" પાસે બેઠેલા કોઈએ પૂછ્યું. "ચાંદો ચાંદો." એણે ફરીવાર ચંદ્રને અથડાય એટલા જોરથી હસી દીધું.

"પણ ચાંદો તે શું?" પૂછનારે પાછું પૂછ્યું.

"ચાંદો તે શું?" એણે ટેલીસ્કોપમાંથી હસતી આંખો કાઢી. "ચાંદો તે કોઇ રિસાયલી છોકરી નથી, આકાશના ફૂલો વીણવા નીકળી નથી, કોઈની મા નથી કે મામી નથી, અને ચાંદામામો પણ નથી. એ એક પૃથ્વીનો ફરતો ગોળો છે, આપણી પૃથ્વીની આગળ પાછળ આંટા મારે છે, એના પર મોટા વેરાન પ્રદેશો છે, બળતા પહાડો છે. આપણે ત્યાં કોઈ ચંદ્રમુખી હોય તો તે કેવી બિહામણી લાગે!" પાછો એ હસી પડ્યો.

'બિચારો એરિસ્ટોટલ! આકાશના કેવા ઊંધા ને તરંગી ખ્યાલો આપી ગયો છે! એને આ દૂરબીનની વાતો સમજાય તો કબરમાંથી ય ઊછળીને ઊભો થઈ જાય."

બીજે દિવસે એણે પાડુઆની વિદ્યાપીઠની અગાસીમાંથી બતાવ્યું. "આ તારો જે માથા પર ચમકે છે તે એક નથી, બે છે." સૌ જોઈ રહ્યા.

"અને આંખે દેખાય છે તેટલા જ તારા નથી, દૂરબીનમાંથી દેખાય છે એટલી જ તારાની સંખ્યા નથી, કારણ કે આનાથી વધારે દેખી શકે તેવા દૂરબીનમાં એથી પણ વધારે દેખાય"

' હા. " બધાં માથામાં વાત ઊતરી ગઈ. એરિસ્ટોટલના સુંદર સ્વર્ગને બધાના માથામાંથી ગેલીલીઓનું દૂરબીન, ભાંગી નાખતું હતું.

૧૬૧૦ની સાલના જાનેવારીના આઠમે દિવસે ગેલીલીઓએ જ્યુપીટર (ગુરુ) જોવા દૂરબીન માંડયું. એની આંખોએ

જે જોયું તે, એના માથાએ માનવા ના પાડી. આગલી રાતે જ એણે જ્યુપીટર સાથે ત્રણ તારા જોયા હતા. એમાંના બે ડાબી બાજુએ અને એક જમણી બાજુએ હતા, અને આ રાતે ત્રણે જમણી તરફ આવીને ઊભા હતા.

એણે ત્રીજા દિવસની રાતના ફરીવાર દૂરબીન લીધું. પણ હવે તો માત્ર બે જ તારા હતા અને બંને ડાબે પડખે હતા. ચોથા દિવસની રાતે એણે ફરીવાર જોયું ડાબી બાજુએ બે તારા હતા પણ એક ગર્ઇ રાત કરતાં ઘણો મોટો દેખાતો હતો. પાછું એણે બીજી રીતે જોયું પછી ચાર તારા દેખાયા, ત્રણ જમણી તરફ હતા અને મોટો ડાબી બાજુએ હતો. એની સામે અનેક સવાલો જવાબ માગી રહ્યા. એને છેવટે એક જવાબ જડ્યો એણે જાહેર કર્યું, "આપણી પૃથ્વીને એક ચંદ્ર છે, જ્યુપીટરને ચાર છે."

ગેલીલીઓની વાતોથી વેનીસ ગાંડું થયું, જુવાની મોહ પામી, પણ ધર્મ પ્રૂધવાઈ ઊઠયો હતો. "હવે એનો અંત આણવો જોઈશે." ધર્મગુરુઓના વહેમી અંતરોમાં નાદ ઊઠતો હતો.

"હું ફ્લોરેન્સ જાઉં છું." એક દિવસ એણે ફ્લોરેન્સ જવાની તૈયારી કરવા માંડી.

"ન જશો, ન જશો; ફ્લોરેન્સ કરતાં વેનીસ સારૂં છે." એને મિત્રોએ સલાહ દીધી.

"ના હું જઈશ. મારૂં અહીંથી દીલ ઊઠી ગયું છે." એણે મુકામ ઉપાડયો.

"પાછા વળો જોખમ છે, ત્યાં વહેમનું વધારે જોર છે." મિત્રોએ આડા હાથ દીધા.

"હું કંટાળ્યો છું, અહીં પેડુઆની વિદ્યાપીઠના વિદ્વાનો મારા દૂરબીનને શેતાનનું યંત્ર માની તેમાં જોવાની ય ના પાડે છે અને પીસામાં તો મોટું ધર્મયુદ્ધ ઊપડ્યું છે."

"તેથીજ કહીએ છીએ કે ફ્લોરેન્સ જવાનું માંડી વાળો, ત્યાં તમે સલામત નથી."

"તો ક્યાં છું?"

"વેનીસમાં."

"વેનીસ! વેનીસમાં બ્રુનોનો ચિત્કાર હજુ સંભળાય છે, મારી આંખમાં એની ચિતાના ભડકા ઊડે છે. મને ખબર છે, મારે દુશ્મનો છે; હું જાણું છું, હું સલામત નથી; મને સમજાય છે કે ધર્મની અદાલત શું કરી શકે. મને બ્રુનોનાં સ્વપ્નો આવે છે, એને એ ધર્મવાળાઓ છડેચોક ઝૂંટવી ગયા ને શેકી નાખ્યો."

"અને તો ય તમે ત્યાં જાઓ છો!" મિત્રો પ્રેમનો ઠપકો આપતા હતા.

"અને તો ય હું ત્યાં જાઉં છું, કારણ કે હું કોઈથી બીનો નથી, હું ફ્લોરેન્સ જાઉં છું, પાડુઆ છોડું છું."

"પાડુઆ છોડો છો?" મિત્રો જોઈ રહ્યા.

"હા, કદાચ હંમેશને માટે." ગેલીલીઓએ વેધક નજર નાખી.

ધર્મના અધિકારીઓ હવે ખળભળી ઊઠયા હતા. ધર્મના અંધ અધિકારે ગેલીલીઓને આકાશદર્શનની નવી વાતો કરવાની મના ફરમાવી હતી. સોળ સોળ વરસથી એણે મૌન સેવવાનો પ્રયત્ન કર્યો હતો પણ હવે એણે સાબીત કરેલા સત્યને જાહેરમાં બોલવાનો નિશ્ચય કરી લીધો. એણે ટોલેમીક અને કોપરનીકસ, સિદ્ધાંતને સંવાદ રૂપમાં લખી કાઢયો. સીંપલીસીયો નામનું એક પાત્ર ટોલેમીક સિદ્ધાંતનો આ સંવાદ કથનમાં બચાવ કરતું હતું. ખોટા પૂરવાર થતા આ સિદ્ધાંતને ધારણ કરતો સીંપલીસીઓ, સંવાદમાં બુધ્ધુ જેવો દેખાતો હતો.

કોઈએ આ સંવાદનું પુસ્તક પોપને મોકલાવ્યું અને કહ્યું કે "આપ નામદારનું જ ઠઠ્ઠાચિત્ર અહીં સીંપલીસીયોના પાત્રમાં આલેખવામાં આવ્યું છે."

એટલે નામદાર પોપે પેલા પુસ્તકને સળગાવ્યું અને પ્રકાશકને તેનું વેચાણ બંધ કરી દેવા ફરમાવ્યું.

આ અરસામાં જ વૃદ્ધ વૈજ્ઞાનિક પોતાને દેખાયલા સત્યનો એકરાર કરવા ફ્લોરેન્સ જવાની તૈયારી કરતો હતો અને નામદાર પોપ આ વૈજ્ઞાનિકને ગિરફતાર કરીને રોમમાં લવીને તેનો ન્યાય તોળવાની તૈયારી કરતા હતા.

એ ફ્લોરેન્સ પહોંચ્યો અને એણે સંભળાયું: "કોપરનીકસ મૂરખ નહોતો, એણે કહ્યું હતું તે મેં મારા દૂરબીનમાંથી સાચું દીઠું છે. જેવું દેખાય છે તેવું જ હંમેશાં હોતું નથી."

"ચાલો આપણે સૂરજ જોઈએ." એણે લોકોને દૂરબીનમાંથી સૂરજ બતાવ્યો. એના શરીર પર કાળાં ચાઠાં છે ને એ પણ એની ધરી પર ફરે છે." એણે સમજાવ્યું.

"અને આ શનિ રહ્યો." એ પાછો બતાવતો હતો.

પણ એની શોધ અધૂરી રહી ગઈ. એનો અભ્યાસ ઝડપાયો, એનું દૂરબીન દૂર ફેંકાયું. ધાર્મિકોએ ધિક્કાર કર્યો, "એ બળવાખોર છે, એ સમાજની શ્રદ્ધાને હચમચાવે છે, એ લોકધર્મ પર ધાડ પાડે છે, એ ભગવાનની ગપ બનાવે છે."

"હું નાસ્તિક નથી. મને ઇસુ માટે માન છે, એના ઉપદેશમાં શ્રદ્ધા છે." વૈજ્ઞાનિકે પુકાર કર્યો.

રોમથી આમંત્રણ આવ્યું, ધર્મની અદાલતે તેડાં મોકલ્યાં, "રોમ આવો, તમારો ન્યાય તોળીએ."

ગેલીલીઓ રોમ પહોંચ્યો. એ ઘરડો થયો હતો, એનું શરીર ખખડી ગયું હતું, એનાં અંગોમાં મરણ ડોકિયાં કરતું હતું. એના સાંધેસાંધે સંધિવા લાગ્યો હતો. એ સિત્તેર વરસનો ઘરડો વૈજ્ઞાનિક રોમ જવા નીકળ્યો હતો અને બોલતો હતો:

"મને ખબર છે, એ ધરમના મહાધામમાં ન્યાય તોળાવવા ગયેલા કોઈ પાછા આવ્યા નથી" જાણે એને મોતના પડછાયા દેખાતા હતા, એના પગ નીચેની ધરતી સરી જતી હતી, એની ઘરડી આંખે અંધારાં આવતાં હતાં. "એ, સેવાનારોલા, એ જોન હસ અને એ બ્રુનો ને પેલો સરવેટસ...."

એની અંદરની આંખોમાં એક મોટી હાર અંત વિનાની દેખાઈ. એ બબડ્યો, "એ બધા જુવાનોની રાખ ઊડી તો આ એક વૃદ્ધ શરીર વધારે...."

એ રોમ પહોંચ્યો. એક અંધારા ઓરડામાં એને ઉતારો અપાયો. એ અંધારામાં ઊભો ઊભો અદાલતનો આદેશ સાંભળવા અધીરો બન્યો હતો. એક દિવસ એ આદેશ આવ્યો. એ ગુનેગાર બની પાંજરામાં ઊભો. એને સવાલોની પરંપરા પુછાઈ, એણે જવાબો દીધા.

"તમે અપરાધી છો." અદાલત બોલી.

"તમારા પતિત આત્માને શુદ્ધ કરવા પીડવો પડશે" અદાલતે વૃદ્ધને કારાગારમાં સોંપતાં કહ્યું એ આગળ થયો. પાછળ સંગીનધારી સિપાહીઓની હારમાળા ચાલી. એ અટક્યો. અંધારામાં એક લાલ દીવાએ શુદ્ધિનાં સાધન બતાવ્યાં.

એ જોઈ રહ્યો ને એની આંખો ઠરી ગઈ. ચાબુકો ને કડાં ને બીજાં શુદ્ધિનાં સાધનોના ઢગલા ખડકાયા હતા. ભઠ્ઠીઓ તપતી હતી. અંગેઅંગ ખેંચી નાખવા રેક× લાંબું પડ્યું હતું.

"આ સાધનો તમારી શુદ્ધિ કરશે, તો જ તમે જે વાતો કહી છે તેનો ઇન્કાર કરશો, ને તેમ નહિ કરો તો તમારો આત્મા મરણ પામી નરકાગારમાં પડશે." એક કઠોર અવાજ એને સમજાવતો હતો.

"એ હેવાનિયત છે, હું...." એની જીભ ચોંટી ગઈ. "મેં કહ્યું છે તેનો હું ઇન્કાર કરીશ નહિ" વૃદ્ધે રાડ નાખી.

× રેક નામનું નાસ્તિકાનાં અંગેઅંગ ખેંચી નાખવાનું સાધન.

પછી એના હાથે કડીઓ બંધાઈ ને એ દીવાલ સાથે જકડાયો. પછી એની કમર પર ચાબુકો વિંઝાઈને એની કરોડના આંકડા ઢીલા થયા. પછી એને સળગતા સળીયા ચંપાયા ને એના દેહનો એકેએક અણુ જલી ઊઠયો. પછી એ રેક પર બંધાયો ને એનાં અંગેઅંગ તૂટતાં સુધી ખેંચાયાં.

પણ તો ય એની ચોંટી જતી જીભ લથરની લવતી હતી, "મેં મારી આંખોએ જોયું છે, કોપરનીકસ સાચો હતો, પૃથ્વી ફરે છે. મેં મારા અવલોકનોથી તમને દેખાય છે તે કરતાં આસમાનને ઘણું વિશાળ જોયું છે અને પૃથ્વી ફરતી ભાળી છે."

પણ એની આંખોનું અજવાળું હોલવાતું હતું, આકાશ સુધી પહોંચતી આંખોનો ઘડનાર હવે એના કારાગારની ભયંકર અંધારકોટડીમાં પણ દેખી શકતો ન હતો. એની જમણી આંખ તદ્દન બંધ થઈ ગઈ હતી, આઠ માસમાં એ તદ્દન અંધ બન્યો.

એ વૃદ્ધ એકલો બેઠો હતો. એની અંધારી આંખો પટપટતી હતી આંખોમાંથી નીકળેલું ચેતન એના કાનને વધારે સતેજ બનાવતું હતું. એને જુવાનીમાં પીસાના દેવળમાં સંભળાયેલા પેન્ડયુલમના ટકોરા ફરીવાર સંભળાયા, એ સાંભળતો બેઠો. એના કાનમાં ઊઘડતા બારણાનો અવાજ અથડાયો. એને સાદ સંભળાયો. "કાલે તમને પવિત્ર અદાલત આગળ ખડા કરવામાં આવશે."

એની ખાલી ખોપરીમાં અવાજો અથડાઈ રહ્યા, એનું આખું માથું ધમધી ઊઠયું, એણે કંટાળીને મનમાં ને મનમાં

રાડ નાખી, "શું માની જાઉં! જે મેં નજરે જોયું છે. બુદ્ધિથી જાણ્યું છે..." એનો અવાજ વચમાંથી ખટકયો. એની આંખ સામે ધર્મની જ્વાળાઓ ધીખતી દેખાઈ. એનો આખો દેહ કંપી ઊઠયો. એ આટલે વરસે બીધો. "માથા પરના વાળમાં અગ્નિ ઊઠે ત્યારે! ચામડી શેકાઈને લચી પડે ત્યારે!...." એનાથી ચીસ પડાઇ ગઇ.

પાછું બારણું ખખડયું. પાછો ધરમના કાસદનો લોખંડી અવાજ બોલ્યો, 'માનવું છે? નહિ તો....' ગેલીલીઓની અંધ આંખમાં ભડકા ઊઠયા. એણે બૂમ પાડી.

"બસ, બસ, હું પણ હાડકાં ને માંસનો બનેલો છું. હું માની જાઉં છું....મને કબૂલ છે."

"શું?"

"તમે કહો છો તે."

"તો આના પર સહી કરો."

ગેલીલીઓએ અંધારી આંખે સહી કરી.

પછી એણે ધર્મની વિજયી અદાલતના પાંજરામાંથી હાથ લંબાવ્યો, "હું કયાં છું?"

"અદાલતમાં!"

"મારી ગેરિયા!" એનો કરુણ અવાજ કકળી ઊઠયો. એના આખા કુટુંબમાં એની એકની એક લાડકી દીકરી એની રાહ જોતી ઝૂરતી હતી.

"શીનામાં છે, તમને ત્યાં જ લઇ જવાના છે." એક અવાજ બોલ્યો.

"તું કોણ ?" ઇઠયોતેર વરસનો વૃદ્ધ વૈજ્ઞાનિક એની મેરિયાના સમાચાર આપનાર પર વહાલ કરી રહ્યો ને બોલ્યો.

"માંદી હતી ને !"

"હું વીવીઆની." બાજુમાંથી એક જુવાનનો અવાજ સંભળાયો.

"તું વીવીઆની....વીવીઆની" વૃદ્ધનો અવાજ હરખાઇ ઊઠયો, "પણ મારી મેરિયા !"

"મરી ગઇ, આજે આઠ દિવસ થયા." એક ધાર્મિક અવાજે સમાચાર આપ્યા ને ઉમેર્યું :

"એ નાસ્તિક નહોતી, એ સ્વર્ગમાં ગઇ છે."

"મેરિયા, મારી મેરિયા." વૃદ્ધનો છેલ્લો તાર તૂટતો હતો.

"પણ હું છઉં છું, આપણે સીના જશું ને ત્યાં...." પેલો જુવાન બોલતો હતો. વૃદ્ધ ઠરી ગયેલો ઊભો. એક ઘંટ વાગ્યો. અદાલતનો ફેંસલો બોલતો હતો:

"છેવટે આજે ગેલીલીઓની સાન ઠેકાણે આવી છે, એ જે બોલ્યો છે તેનો ઇનકાર કરે છે...."

"એ, ના, ના." પાંજરામાં ઊભેલો વૃદ્ધ વિકરાળ હસ્યો, "હું ક્યાં છું ?"

"કેમ, કેમ ! અદાલતમાં." એનો માનીતો વીવીઆની ઉતાવળો બોલ્યો.

"મારા માથા પર શું છે, વીવીઆની ?" વૃદ્ધનો અવાજ ખખડયો.

"છત." જુવાન જોઈ રહ્યો.

"અને છતની ઉપર ?"

"આકાશ."

"તો એ આકાશના દેખતાં અને તારી હાજરીમાં હું જૂઠું બોલતાં શરમાઉં છું, વીવીઆની ! મેં તને જે શીખવ્યું હતું તે જ સાચું છે. હું મારી એકે વાતનો ઇનકાર નથી કરતો." વૃદ્ધનો ચહેરો ચળકાટ મારી રહ્યો.

"ગેલીલીઓ !" "ગેલીલીઓ !" વીવીઆની ઉતાવળો બોલ્યો.

"મારા વહાલા આકાશની હાજરીમાં હું સત્યનો ઇનકાર કરી શકતો નથી." વૃદ્ધનો અવાજ સખત થયો.

"એક અહોભાવ, એક ઉપહાસ, એક ચિન્તાવાળો ગણગણાટ અદાલત પર પથરાયો. થોડીવારે ન્યાયાધીશે ઊભા થઈને કહ્યું: 'એ ડોસાને ઉન્માદ થયો છે, એને એના છેલ્લા દિવસોમાં છોડી મૂકવામાં આવે છે." ધર્મની અદાલતને હાડપિંજર બનેલા અંધ વૈજ્ઞાનિકને જીવતો સળગાવવામાં રસ ન દેખાયો માનવીને આકાશને દેખવાની આંખ આપનાર અંધ વૈજ્ઞાનિક અંધકારની પકડમાંથી મુક્ત થયો.

વીવીઆની એને સાચવીને સીના લઈ ગયો.

ગેલીલીઓ મરણપથારી પરથી બોલતો હતો:

"તાવથી મારી આંખો સળગે છે, ઉજાગરાથી માથું ભમે છે, ધર્મના કારાગારની યાતનાઓ તાજી થાય છે."

" મટી જશે, ભૂલી જવાશે. " વીવીઆની વૃદ્ધના માથા પર હાથ ફેરવતો બોલતો હતો.

" મારી મેરિયા એની મા પાસે પહોંચી ગઇ. મારી સામે પણ મરણ ઊભું છે." વૃદ્ધ અંધારી આંખે દેખી રહ્યો.

૧૬૪૨ના જાનેવારીના આઠમા દિવસની એક મધરાતે વીવીઆનીએ એના ઠંડા પડતા માથા પરથી ચમકીને હાથ ઉઠાવી લીધો, ૭૮ વરસના વૃદ્ધ વૈજ્ઞાનિકની આંખો મીંચાતી હતી ત્યારે એ જ વરસમાં આ પૃથ્વી પર આઇઝેક ન્યુટન નામના વૈજ્ઞાનિકની આંખો ઉઘડતી હતી..

# ૧૬. પૃથ્વીની પ્રદક્ષિણા

રોમન શહેનશાહતનો જૂનો જમાનો જતો રહ્યો હતો. જગત ઘણું મોટું બની ગયું હતું, અને નવીન બનતું હતું. નવા જગતનાં જહાજોએ નવા નવા પ્રદેશો શોધી કાઢ્યા હતા.

નવા જગત પર મગરૂર અને ભયકારક બનીને સ્પેનીશ હકુમત બેઠી હતી. એ હકુમત સોનાની લૂંટ પર ઉભી હતી. સોનું એની તાકાત હતી. એ તાકાતને એકઠી કરનારાં શિકારી જહાજો આખા જગતને ઢંઢોળતાં હતાં, લૂંટતાં હતાં અને સૂવર્ણના ભંડાર ભરીને સ્પેનને આંગણે ઠાલવતાં હતાં.

હિરણ્યકશિપુનો જાણે દેહ બંધાતો હતો. શાહીવાદી માનવ જાણે રાક્ષસ બનતો હતો. સ્પેનીશ હકુમત જેવોજ દાનવી આકાર અંગ્રેજી શાહીવાદ પણ ધારણ કરતો હતો. જન્મ પામતાંની સાથેજ આ સ્વરૂપે ભક્ષણ શરૂ કરી દીધું હતું. સંગ્રામ, સંહાર, શિકાર અને લૂંટનો કોલાહલ કરતો આ આકાર પૃથ્વી પર જન્મ ધરતો હતો.

મેડીટરેનીયન, એટલાન્ટિક અને પાસિફિક મહાસાગરો આ શાહીવાદી રૂપને માટે, ક્રિડા કરવાનાં તળાવડાં બની ગયાં હતાં. આ સ્વરૂપે પૃથ્વી પરના તમામ પ્રદેશને પોતાને માટે આળોટવાના અખાડા બનાવવા માંડ્યા હતા. આ સ્વ-

રૂપે ધરતી પરની માનવજાતને સાંકળે બાંધીને પોતાની વેઠ કરનારી બનાવવા માંડી હતી. આ સ્વરૂપનું માનવરૂપ યુરોપીય ગોરૂં હતું; અને શિકારની હેવાનીયત કરતું આ સ્વરૂપ વિકરાળ હાસ્ય કરતું કહેતું હતું, કે એશિયા અને આફ્રિકાનાં પછાત માનવોને સુધરેલાં બનાવવાની ફરજનો "ગોરા માનવીનો બોજો" અમે માથે ધર્યો છે.

જીવનનું આ શોધક રૂપ જૂની પુરાણી જીવનપદ્ધતિઓને તોડી ફોડીને આગળ વધતું હતું. એણે આ બધાં કામકાજો માટે સાહસિકતાનો એકજ સદ્ગુણ પુરતો માન્યો હતો. સાહસિકોએ આખું જગત ઉપર તળે કરવા માંડયું હતું. ત્યારે, ક્યારેક, ૧૫૪૩ થી ૧૫૪૫ની વચ્ચે કોઈ ઘરમાં એ, સાહસિક પણ જનમ્યો હતો. એની ઉંમર ચૌદ વરસની થઈ ત્યારે પેટનો ખાડો પૂરવા એણે દરિયે જવાની નોકરી મેળવી અને સખત બનીને કામે લાગી ગયો. દરિયાની હવા એની અંદર ઉતરી ગઈ. દરિયાનું લુણ એના લોહીમાં મળી ગયું. ફ્રાન્સીસ ડ્રેક, ખલાસીઓમાં સાગરશ્વાનનું ઉપનામ પામ્યો.



ત્યારે અંગ્રેજી વહાણવટામાં જરૂરી એવા ભલા સદ્ગુણોવાળો એક જોનહોકીન્સ દરિયાઈ દાનવ તરીકે જાણીતો હતો. અંગ્રેજી રાણી

આ દરિયાઇ દાનવની દોસ્ત હતી અને ગુલામોના વેપારમાં ભાગીદાર હતી. આફ્રિકાના કિનારાઓ પર આ દરિયા દાનવનાં જહાજ લંગારાતાં અને નીગ્રો માનવીઓમાં હાહાકાર વરતી જતો. આખા કિનારા પર સંહાર અને શિકારના ચિત્કાર ઉઠતા. કુટુંબો છિન્નવિછિન્ન બનતાં તથા નર, નારી, બાળક બાળીકાઓને પકડી લેવાતાં. સાંકળે બાંધીને તેમને દૂરદૂરના ગોરા જમીનદારોને ઘેર અમેરિકામાં વેચવામાં આવતાં.

દરિયાના દાનવને એકવાર પેલો સાગરશ્વાન ગમી ગયો. હોકીન્સ અને ડ્રેકની જોડી જામી ગઇ. અંગ્રેજી રાણી તો બન્નેની માનીતી બની. હોકીન્સ અને ડ્રેકને ઈલીઝાબેથે સાત જહાજ ઉપરાંત એક નવું જહાજ એનાયત કર્યું. ગુલામોનો વેપાર કરનાર આ નવા જહાજનું નામ જેસસ પાડવામાં આવ્યું. બિચારો જેસસ!

દિલ કંપાવનારી હેવાનીયતમાં જ શ્વાસ લેતો, ડ્રેક હોકીન્સની સાગર શાળામાં ઘડાયો. ભયાનક એવા આ અંગ્રેજી ચાંચીયાની જહાજની, વિદ્યાપીઠ બની. અંગ્રેજી રાણી ઈલીઝાબેથે, આ સાગરશ્વાન પર પ્રેમ વરસાવ્યો અને તેને દરબારમાં બોલાવીને માન આપ્યું.

શાહીવાદની હકુમતવાળા નવા જગતની આ નવી રાણી, સાહસિક માનવની શિકારી તાકાતની તારીફ કરી રહી. સાગરની નારી જેવી રાણીની સામે સાગરના શ્વાન બનેલો સાહસિક નર ઉભો. નિષ્ઠુર ચહેરો, નિર્દય તાકાત, મજબુત હાડ પર જડાયલા લોખંડી સ્નાયુઓ, આરપાર દેખતી બાજ

પંખીની નજર, ગમે તે કરી શકવાની નૃશંસ તમન્ના, અને ઘાતકી શિસ્તવાળા નરપુંગવ પર પેલી દરિયાની રાણી પ્રસન્ન થઈ ગઈ, અને બોલી, "તારે સ્વપ્ન શું છે, નાવિક!"

અને ડ્રેક બોલ્યો, "સાહસ અને શિકાર....સોનાના ભંડાર અને ધનદોલતના ઢગલા....આપ નામદારણના ચરણમાં!"

"અને તારો માર્ગ!"

"મેગેલનની સ્ટ્રેઈટ, મેગેલનની સમુદ્રધુનિમાંથી, મેગેલનના એ સંકટમાર્ગમાંથી મારે પસાર થવું છે. મારે ગુલામોના સમુદાયને વેચવા છે. મારે નવા પ્રદેશ પર અંગ્રેજી શાહીવાદના અધિકારના થંભ રોપવા છે, મારે સ્પેનીશ હકુમતને છક્કડ મારીને તેના દાંત ખાટા કરી નાખીને, તેણે લૂંટેલા સોનાના ઢગલા અહીં તાણી લાવવા છે." સાગર-શ્વાનના શબ્દે શબ્દે દરિયાની રાણી પાણી પાણી થઈ ગઈ.

૧૫૭૭ના નવેંબરમાં ડ્રેકનો કાફલો તૈયાર થઇ ગયો. આ કાફલાના એક સુવર્ણહિંદ નામના જહાજમાં ડ્રેક ગોઠવાઇ ગયો. મેરી ગોલ્ડ અને બીજાં જહાજો સફર કરવા તૈયાર ઉભાં.

૧૫૭૮ના જુનની ૨૦મીએ સેન્ટ જુલીયન બંદર પર પેટેગોનીયાના દરિયા કિનારા પર ડ્રેકનો કાફલો લંગરાયો. બરાબર સાઠ વરસ પહેલાં, મેગેલન અહીં જ ઉતર્યો હતો. આ કિનારા પર શાહીવાદના આ સાગરશ્વાનનું સ્વાગત કરનાર કોઇ માનવી દેખાતું નહોતું. એનું સ્વાગત કરનાર સાઠ સાઠ વરસ-



થી એક વધસ્તંભ પરથી લટકતું, ત્યાં એક હાડપિંજર હતું.

ડ્રેકે, આ હાડપિંજરની હાજરીમાં કિનારા પર અદાલત બેસાડી. ડોટી નામના પોતાના એક કેપ્ટનનો ત્યાંનો ત્યાં ન્યાય તોળી નાખ્યો અને રાણીએ એને બેનાયત કરેલા અધિકાર પ્રમાણે એણે ડોટીને દેહાંતદંડની શિક્ષા ફરમાવી. એણે આ શિક્ષાના અમલ વિષે પોતાની રોજનીશીમાં નોંધ લખી કે;

"પછી મી. ડોટી આગળ આવ્યો. ઢીમચા પર એણે ગોઠણભર થઈને માથું ગોઠવ્યું. પછી કુહાડીના ઘા નીચે એનું માથું જુદું પડી ગયું. જુદા પડેલા માથાને, બીજાઓને પદાર્થપાઠ આપવા ઉંચુ લટકાવવામાં આવ્યું"

પાછાં શઢ ઉચકાયાં. ડ્રેકનો કાફલો મેગેલનની સમુદ્ર ધૂનીમાં ત્રણ દિવસની સફર પછી પેઠો. ઉછળતા સાગરે અને ફૂંકાતા ઝંઝાવાતે આ સાહસિકની કસોટી શરૂ કરી. મોટા મોટા ખડકોનું ફરતું અરણ્ય ભયાનક બન્યું. રોમાંચક સફરનાં સોળ દિવસ રાત પસાર થઈ ગયાં. બરફના ટોપ પહેરેલાં શિખરોએ વેરાન મહાસાગરનો સર્વ સંહારક દેખાવ ધારણ કર્યો કોઈ કોઈવાર દક્ષિણ તરફનાં વેરાનોમાં તાપણીઓનાં તેજ ભયાનક દેખાયાં. શ્વાસ થંભાવી દે તેવું હવામાન સુંઘતો શાહીવદી સોદાગરોનો કરપીણ કાફલો, એક ટાપુ પર થોભ્યો. આ ટાપુ, નહીં ઉડી શકતાં પક્ષીઓથી ઉભરાતો હતો. એક જ દિવસમાં ત્રણ હજાર પક્ષીઓનો આ સાહસિકો આહાર કરી ગયા અને ચુંથાઈ ગએલા પંખી અવશેષોની વચ્ચે તેમણે પેલી દરિયાઈ ગણીના માનમાં, અંગ્રેજી હકુમતની યાદ આપતો એક થાંભલો રોપ્યો.

પછી પાસિફિકનો અનંત દેખાવ શરૂ થયો. જમીનનું દર્શન અશક્ય બન્યું. પ્રશાંતે પોતાના નામથી વિરોધી એવું તાંડવ મચાવ્યું. ગંજાવર મોજાંઓ ઘૂઘવતાં ગબડવા લાગ્યાં. ભયાનક ઝંઝાવાત આ અંગ્રેજી કાફલાને દક્ષિણ-પૂર્વ દિશામાં છસો માઈલ દૂર ઘસડી ગયો.

મેરીગોલ્ડ તૂટી ગયું, ઈલીઆબેથ જહાજ પાછું મેગલનની સામુદ્રધૂનીમાં પેસી ગયું. ગોલ્ડન હીંદ જહાજમાં ડ્રેક એકલો પાસિફિકની સફર કરતો. ઈ સ. ૧૫૭૮ની નાતાલ ઉજવતો, કુમારિકા માતા મેરીને યાદ કરવાને બદલે, અંગ્રેજી કુમારી રાણીનું સ્તવન કરતો હતો, તથા સુવર્ણનું સ્મરણ કરતો સોનાથી ભરેલા કોઈ સ્પેનીશ જહાજને ઢુંઢતો, પનામા તરફ હંકારતો આગળને આગળ વધતો હતો.

કાકાફૂગો નામનું સ્પેનીશ જહાજ દૂરથી દેખાયું. ગોલ્ડન હિંદે કાકાફૂગો પર તરાપ મારી. ખુલ્લી સમશેર વિંઝતો સાગરશ્વાન સૌથી પહેલા તૂતક પર કૂદ્યો. કાકાફૂગો ગિરફતાર થયું અને પછી ડ્રેકે શિકારની તપાસ શરૂ કરી

કાકાફૂગોમાં વીસ ટન ચાંદીની પાટો હતી. ચાંદીના સિક્કાઓથી ભરેલી તેર પેટીઓ હતી. એક સો શેર સોનું હતું. આ ઉપરાંત, મોતી, હીરા અને બીજા ઝવેરાતના ભંડાર હતા. આ જહાજનો સ્પેનીશ, કેપ્ટન, સાન-જુઆન-ડી-એન્ટન ઘવાયલો, કેદ પકડાઈને ગોલ્ડન હીંદમાં પૂરાયો હતો. આ કેપ્ટનને પછીથી છોડવામાં આવ્યો અને ખાલીખમ થઈ ગએલા કાકાફૂગોને લઈને, સાનજુઆનને મેકસીકો તરફ જવા દેવામાં આવ્યો.

ડ્રેક હવે આ શિકાર સાથે ઘેર પહોંચી જવા આતુર થયો હતો. પણ રસ્તો કયો લેવો ? પાસિફિક મહાસાગરમાં પશ્ચિમમાં હંકારીને "કેપ ઓફ ગુડ હોપ" થઈને યુરોપમાં પહોંચવાનો એણે નિશ્ચય કર્યો. આજ સુધી કોઈ, એ રસ્તે પાસિફિકમાંથી ગયું નહોતું. પૃથ્વી પર પહેલીવાર એણે પૃથ્વીની પ્રદક્ષિણા કરવાની હોડ બકી અને ઝંપલાવી દીધું.

ગોલ્ડન હીંદ ઉત્તરમાં વાંકુવર પહોંચ્યું અને પછી ત્યાંથી એણે કેપ ઓફ ગુડ હોપનો રસ્તો લીધો. બે મહીનાની સફર પછી પીલાઉ ટાપુઓ આવ્યા પછી જાવાના ટાપુઓ આવ્યા અને સુન્દાની સામુદ્રધૂનીમાંથી કેપ ઓફ ગુડ હોપ થઈને, ઈ. સ. ૧૫૮૦ના સપ્ટેમ્બરની ૨૬મીએ પૃથ્વી પ્રદક્ષિણા પૂરી કરીને પ્લીમાઉથ બંદર પર ગોલ્ડન હિંદ આવી પહોંચ્યું.

ગોલ્ડન હીંદને આંગણે આવેલું દેખતી દરિયારાણી આનંદી ઉઠી. ઇંગ્લેંડની ધરતી પર દરિયો જીતવાનો ઉત્સવ મંડાયો. પ્લીમાઉથના કસાઈ દેવળોએ ડ્રેકના માનમાં ઘંટા-નાદ કર્યો. રાણી ઇલીઝાબેથ, બધી શરમ છોડીને આ સાગર શ્વાન સાથે હાથમાં હાથ મિલાવીને, સાહસકથાઓ સાંભળતી લંડનના બાગ બગીચામાં ફરવા લાગી ૧૫૮૧ના એપ્રિલની ૪થી તારીખે રાણીએ ગોલ્ડનહિંદને સલામી ભરી તથા ડ્રેકને દશ હજાર પૌંડની થેલી પોતાના તરફથી એનાયત કરી.

# ૧૭. અજ્ઞાત ખંડની શોધ

ઈ. સ. ૧૬૧૬માં દુનિયાના નવા નકશાઓ બન્યા. એ નકશાઓમાં હવે અમેરિકાના દક્ષિણ પ્રદેશને ઠેઠ દક્ષિણ ધ્રુવ સાથે જોડી દેવામાં આવ્યો નહોતો કારણ કે "સ્ટ્રેઈટ ઓફ મેગેલન" આગળ દક્ષિણ અમેરિકા પૂરો થઈ જાય છે તે સાબીત થયું હતું.

પણ હજુ એક ઘણો મોટો, ખંડ જેવો પ્રદેશ જડતો નહોતો. દક્ષિણમાં કયાંક એ મોટો પ્રદેશ પડયો છે તેવી અફવા હતી પણ તે કયાં છે તેની હજુ ખબર પડી નહોતી. એટલે ઘણી ચર્ચાઓ પછી ઈ. સ. ૧૬૪૨ માં ડચ ઈસ્ટ ઈન્ડીયા કંપનીએ એક, એબેલ-જેન્સઝુન-ટાસમેન નામના નાવિકને પાંચ જહાજોનો કાફલો આપીને જાવાથી રવાના કરવાનું નકકી કર્યું, અને તેને કહેવામાં આવ્યુ કે, તેણે, મોરીશિયસ ટાપુ સુધી પશ્ચિમમાં જવું અને પછી પાછા હટીને પૂર્વમાં નવા દેખાયલા થોડાક ટાપુઓ વિષે નક્કી કરવું અને ત્યાર પછી દક્ષિણમાં હંકારી જવું અને ન્યુગીની, કોઈ સ્વતંત્ર ટાપુ છે કે પછી પેલા અજ્ઞાત દક્ષિણ પ્રદેશનો જ ભાગ છે તે સાબીત્ કરીને પાછા ફરવું.

ટાસમેન, ગ્રોનીનજેનનો વતની હતો અને ૧૬૦૩ માં જનમ્યો હતો, તથા એણે ડચ ઈસ્ટ ઈન્ડીયા કંપનીમાં



નોકરી લીધી હતી પણ ગવર્નર જનરલે આટલા મોટા કામ માટે જ્યારે આ નાના સરખા અમલદારની પસંદગી કરી ત્યારે ટાસ્મેનની તાકાતનું જાણે પ્રમાણપત્ર લખાયું.

પછી પાસિફિકની ભાળ કાઢનારી વણઝાર ઉપડી. આ પૃથ્વી પરનો સૌથી મોટો એવો જળાશય, યુરોપની સંસ્કૃતિથી હજારો માઈલ દૂર પડયો હતો યુરોપની ગોરી માનવતા પોતાને ત્યાં, પૂર્વના પ્રદેશો અને પાસિફિકના પ્રદેશોમાંથી દોલતના ઢગલા લાવીને તેનાં અનેક રૂપોવાળા ભોગ ભોગવવા સાહસિક બનીને, શિકારીને પણ શરમાવે તેવી ઘાતકતા અને હિંમત દાખવીને નીકળી પડી હતી. એ દોલત પર યુરોપની જીવનઘટના અમનચમન કરતી હતી. ત્યાં તો યુરોપે નહીં ધારેલું એવું ઉત્થાનયુગનું પ્રભાતીયું ત્યાં આ દોલતની ઘટનામાંથી ઉગતું હતું

એવા ઉત્થાનયુગના સાહસિકોથી ભરેલાં જહાજ પૂર્વના પ્રદેશમાં ઉતરે તે પહેલાં કેપ ઓફ ગુડ હોપ સુધીમ જ અરધ ઉપરાંત 'સ્કર્વી' જેવી બીમારીથી મરણ પામી જતા હતા. બાકીનાઓને બે મહીના સુધી હિંદી મહાસાગર ઓળંગવો પડતો હતો અને મલયા પહોંચવું પડતું હતું અને ત્યાંથી આગળ જવા અને ત્યાથી આગળ પાસિફિકની કિનારી શરૂ થતી હતી. ત્યાંથી ટાસમેન પાસિફિકમાં પેઠો અને અનંત મહાસાગરમાં અજ્ઞાત દક્ષિણ પ્રદેશનું સ્મરણ કરતો હંકારી ગયો

પણ પેલા અજ્ઞાત દક્ષિણ પ્રદેશને શોધી કાઢવા એ જરાક વધારે દક્ષિણ તરફ દોડી ગયો, અને ઓસ્ટ્રેલિયાને શોધી કાઢવાને બદલે, ઓસ્ટ્રેલીઆની દક્ષિણે એકસોને વીશ માઇલ પર એણે ૧૬૪૨ના નવેંબરની ૨૪મીએ સાયંકાળ થતાં ઉત્તર પૂર્વની દિશામાં બે ઊંચા પર્વતો દીઠા ડીસેંબરની ૧લીએ ટાસમાન એ પ્રદેશના કિનારા પર ઉતર્યો. આ પ્રદેશ ટાસમાનીયા કહેવાયો. પછી એણે સફરો કર્યા જ કરી અને પેલા અજ્ઞાત દક્ષિણ પ્રદેશની આસપાસ ફર્યા કર્યું. ઓસ્ટ્રેલીઆ તો અણશોધાયેલો જ રહ્યો. ટાસમાનીયા પર ડચ વાવટો ફરકાવીને એણે પૂર્વ તરફ બીજો પ્રદેશ ન્યુઝીલેન્ડ નામનો શોધી કાઢ્યો, તથા ફીજી ટાપુઓ શોધી કાઢ્યા.

પછી અઢારમો સૈકો પૂરો થવાને થોડાં જ વરસની વાર હતી ત્યારે આ અજ્ઞાત દક્ષિણ પ્રદેશના કિનારા પર એક અંગ્રેજ માનવ એપ્રિલના એક ખુશનુમા દિવસે ઉતર્યો. બ્રિટનના મહારાજાનું પ્રતિનિધિમંડળ એની સાથે હતું અને આ પ્રતિનિધિમંડળે થોડાક ગોળીબાર કરીને પોતાના શહેનશાહનો વાવટો આ નવા શોધાયલા પ્રદેશ પર રોપવા માંડ્યો પરંતુ બ્રિટનના બાદશાહ તરફ વિવેક બતાવવા જેટલા સંસ્કાર વિનાના ત્યાંના નેટીવોએ આ પ્રતિનિધિમંડળ અને તેના આગેવાન જેમ્સ કુક તરફ ભાલાઓ ધર્યા અને પથરા માર્યા

જેમ્સ કુક એક ખેત મજૂરનો દિકરો હતો, અને નાનપણમાં ઘોડાના તબેલાનું વાસીદું વાળવાની નોકરી કરતો હતો. પછી એ થોડુંક ભણ્યો અને એક ગાંધીની દુકાનનો



કારકુન બનવાની પદવી પામ્યો ઈંગ્લેંડનો એ જમાનો ઠીઝરાયલીનો જમાનો હતો એ જમાનાએ ગરીબોને ભણવાની કે આગળ આવવાની મના ફરમાવી હતી છતા યોર્કશાયરના ખેત મજૂરનો આ દિકરો શોધ કરનારા સફરી જહાજના કાફલાનો આગેવાન બનવા સુધી આગળ આવી ગયો તથા ૧૮મા સૈકાના બધા શોધક જહાજોમા સૌથી સારા માણસ તરીકે પકાઇ ગયો

સૌથી પ્રથમ નોળ વરસનો જુવાન કુક, વોકર બ્રધર્સના નામથી જાણીતી બનેલી વહાણવટુ કરનારી કપનીમા જોડાયો અને ત્યા વેપારી જહાજોમા એણે નાવિક વિદ્યાના પહેલા પાઠ ભણી લીધા યુરોપના દરિયાઈ જીવનવ્યવહારના પદાર્થ

પાઠ એણે વોકર પાસેથી શીખી લીધા. આ પાઠોમાં પહેલીવાર સાગર ખેડનારો જૂવાન સજ્જનતાના અને સહાનુભૂતિના પાઠ પણ શીખ્યો.

ઇંગ્લેંડ પર સાત વરસનું યુદ્ધ આવી પહોંચ્યું ત્યારે ઇંગ્લેંડે ફ્રાન્સ વિરુદ્ધ પ્રશિયાનો પક્ષ લીધો. જેમ્સ કુકે નૌકા સૈન્યમાં પોતાનું નામ નોંધાવ્યું અને પેમબ્રોક જહાજમાં ૧૭૫૯ના ક્યુબેકના હલ્લામાં ભાગ લેવા માટે પહોંચી ગયો. તથા સે. લોરેન્સ નદીની લડાઈમાં જેમ્સ કુકનું નામ જાણીતું બન્યું.

યુદ્ધ પછી એડમીરલ લોર્ડ કોલવીલે આ મહાન નાવિકને, બ્રિટનના અમેરિકા તરફના મેળવેલા નવા પ્રદેશોની તપાસ કરી તેના પર હેવાલ તૈયાર કરવા માટે મોકલ્યો. ન્યુ ફાઉન્ડલેન્ડના અમેરિકન કિનારા પર એણે વરસો સુધી તપાસ કરીને હેવાલ તૈયાર કર્યો. આ હેવાલમાં એણે ખલાસીઓ માટે "સ્કરવી" નામની દરિયાઈ બિમારીમાંથી બચી જવા માટે લીંબુનો રસ પીવાનો ઉપાય પણ શોધી કાઢ્યો હતો.

આ સજ્જન નાવીક પર ઈંગ્લેંડના પંડિતો અને વૈજ્ઞાનિકોની રોયલ સોસાયટી ખુશ થઇ ગઈ. આ નાવિકે પહેલીવાર ખલાસીઓ તરફની સહાનુભૂતિનો પાઠ ઈંગ્લેંડના નૌકાખાતાનો વિષય બનાવ્યો હતો તથા 'સ્કરવી'ની ભયાનક બિમારીને લગભગ અટકાવી દેવાનું ઓસડ શોધી કાઢ્યું હતું. ૧૭૬૬માં આ નાવિકે જ સુર્યગ્રહણ પર પોતાની નોંધ તૈયાર કરી અને તે રોયલ સોસાયટીને મોકલી આપી. આ અરસામાં એ સોસાયટી એક કાફલો પાસિફિક મહાસાગરમાં

મોકલતી હતી તથા આ કાફલો વીનસની ગતિનો અભ્યાસ કરવા જતો હતો. આકાશના આ અભ્યાસ માટે રવાના થતા કાફલાના સેનાપતિ તરીકે રોયલ સોસાયટીએ જેમ્સ કુકની વરણી કરી.

આ કાફલો પાસિફિકમાં હંકારાયો. ટાહીટી નામના ટાપુ પર લાંગરેલો આ કાફલો આકાશમાં વીનસની તપાસ કરતો હતો ત્યારે કુક આ વિભાગમાંના ટાપુઓની તપાસ કરતો ફરતો હતો. પછી કાફલો ટાહીટીથી ઉપડયો, અને ટાસમેને દેખ્યા હતા તે ટાપુઓ પર થઇને ન્યુઝીલેન્ડ પહોંચ્યો, અને ત્યાં કુકે શોધ કરી કે ન્યુઝીલેન્ડ બે જુદા જુદા ટાપુઓનો એક જ પ્રદેશ છે તથા આ બંને ટાપુઓ જમીનથી સંધાયલા નથી પછી આ પ્રદેશ પર કુકે અંગ્રેજી વાવટો ફરકાવીને ન્યુઝીલેન્ડથી આ સફરી જહાજ પશ્ચિમને



માર્ગે પડયાં, અને ટાસમાનીયા આગળથી ઉત્તરની દિશામાં ફંટાયાં ટાસમેને અહીં જ આગળથી દક્ષિણનો 'અજ્ઞાત પ્રદેશ શોધવા જતાં વધારે પડતો, પૂર્વ તરફનો વળાંક લીધો હતો. એણે કરેલી ભૂલ કુકે સુધારી અને ૧૭૭૦ ના એપ્રિલની એક સવારે ઉત્તર તરફ આઠ માઈલ પર એક પ્રદેશ દેખ્યો. એ દેખનાર હીકસ નામના કુકના આસીસ્ટંટના નામ પરથી કિનારા પરની ટેકરીનું નામ હીક–ટેકરી પડયું

હવે ન્યુઝીલેન્ડ છોડીને ૧૯ દિવસ સુધી કુકે એન્ડીવર નામના જહાજને હંકાર્યા કર્યું. ઓગણીસ દિવસ રાત પસાર થયા પછી ઓસ્ટ્રેલીયા ખંડની જમીન નજરે પડી. ઓસ્ટ્રેલીયાના પૂર્વ કિનારા તરફ કુકે હંકાર્યું, અને આ વિશાળ એવા દક્ષિણ પ્રદેશની ધરતી પર જોસેફ બેન્કસ નામના નેચરાલીસ્ટને પ્રથમ પગ મૂકવાનું માન આપવામાં આવ્યું. જોસેફ બેંકસે આ કિનારાઓ પર દિવસો સુધી રખડીને વનસ્પતિઓના નમુના એકઠા કર્યા અને આ બંદરનું નામ "બોટની બે" પાડવાની કુકને વિનંતી કરી.

ઓસ્ટ્રેલીયા છોડતાં પહેલાં કુકે પોતાના બધા ખલાસીઓને એકઠા કર્યા. રાજા જ્યોર્જના નામમાં એણે કિનારા પર યુનીયન જેક ફરકાવ્યો અને જાહેર કર્યું કે, "આ પ્રદેશનો આપણે કબજો લીધો છે."

પછી ત્રણ વરસમાં કુકે સાઠ હજાર માઈલની સફર કરી નાખી અને છેલ્લી સફર કરવા એણે ૧૭૭૬ ના જુનની ૨૫ મીએ નોરમાંથી વિદાય લીધી. એણે 'કેપ ઓફ ગુડ હોપ'ને અડીને એણે પોતે શોધેલા પ્રદેશો પર થઈને જવા ટાસમાનીયાથી ન્યુઝીલેન્ડ અને ટોંગા ટાપુઓ તથા ટાહીટીનો રસ્તો લીધો.

અહીંથી એનું નવું નિશાન મંડાયું. અહીંથી ઉત્તર તરફ હંકારતાં એણે પાસિફિકના ટાપુઓ શોધી કાઢ્યા અને આ નવા ટાપુઓનું નામ સેન્ડવીચ ટાપુઓ પાડ્યું. પછી એ અમેરિકાના પશ્ચિમ કિનારે પહોંચ્યો અને ઉત્તર તરફ આગળ વધ્યો અજ્ઞાત અને ઠરી ગએલા એવ ઉત્તર પ્રદેશ પર કુક આગળ વધ્યો, અને બેરીંગની સામુદ્રધુનીમાં

પેઠો. અહીંથી આગળ વધવાની મના ફરમાવતી મહાસાગરની હિમ-દિવાલો, એનો રસ્તો રોકીને બાર ફીટ ઉંચી ઉભેલી દેખાઈ.

એણે મહાસાગરની મના સ્વીકારીને અજ્ઞાત ઉત્તર પ્રદેશને પ્રણામ કરીને પોતાનાં જહાજને પાછાં વાળ્યાં. કામાચાટકા આગળ થઈને એલ્યુશીયન ટાપુઓમાં થઈને, ૧૭૭૯ ના જાન્યુઆરીમાં કીલા કેકુ અખાતમાં જહાજો લંગરાયાં, અને વતનીઓએ આ ગોરામાનવો પર હેત બતાવ્યું.

પણ એકવાર એક ચોરીનો બનાવ ત્યાં બન્યો, અને નજીવી ચોરી માટે એક વતનીને ફટકા મારવાની સજા અંગ્રેજી હકુમતના આ સાગરદુતોએ કરી. પછી થોડા દિવસે કુક પોતે અંગ્રેજી અધિકાર ધારણ કરીને, ટાપુ પરનાં વતનીઓના આગેવાનની માગણી



કરવા ગયો. એ આગેવાનને જહાજ પર જામીન તરીકે ચોરીનો બનાવ બને તો જવાબદાર તરીકે આડમાં રાખવાનું એણે વતનીઓના ટોળાને સમજાવ્યું. પોતાની ધરતી પરના આ શાહીવાદી તૂંડ મિજાજ સામે ટોળું વિફર્યું, અને ખલાસીઓએ ટોળા પર ગોળીબાર કર્યો. પણ કુકનું શબ કિનારા પર પડયું અને પાસિફિક મહાસાગર જેનું સ્મારક બની ચૂકયો હતો તેવો આ મહાન અંગ્રેજ ખલાસી આ પાસિફિકની ધરતી પરની કબરમાં દફનાઈ ગયો.

## ૧૮. ઉત્તર ધ્રુવ પરની અમર પગદંડી

ડ્રેકે આખો દરિયો ડહોળી નાખ્યો હતો પૃથ્વીની પહેલીવાર પ્રદક્ષિણા કરીને એણે દરિયાની રાણી બનેલી ઇલીઝાબેથને અંજલી આપી હતી સાતે સમુદ્રો પર અંગ્રેજી જહાજો હવે હીચવા માડયા હતાં



"ત્યારે તુ પણ ઉપડ!" અંગ્રેજી રાણી ડેવીસ નામના એક ખલાસીને કહેતી હતી ૧૫૮૫ ના જુન મહીનામા ડેવીસ ઉપડયો અને પાછો આવ્યો પાછો એ બીજીવાર અને ત્રીજી વાર દરિયામા હંકારી ગયો અને ઉત્તરને ઉત્તર તરફ આગળ વધ્યો એટલે દૂર ઉત્તરમા હજુ કોઇ માનવીની પગલી પડી નહોતી એણે ઉત્તરમા ઘણે દૂર શોધક માનવીની પગદંડી કોતરી કાઢી એના મનમા હતું કે અહીં ધરતીના ઉત્તર છેડા પર જે લોકો રહેતા હશે તે ઘણા સુખી હોવા જોઈએ કારણ કે ત્યા હંમેશા સુરજનો શિળો પ્રકાશ હોય છે



ડેવીસ ઉત્તર પશ્ચિમમાં પોતાના શોધક પગલાની છાપ કોતરતો ગયો. આજે પણ ડેવીસ સામુદ્રધુની એનું નામ ધારણ કરી રહી છે. પછી એ મેગેલનની સામુદ્રધૂનીમાંથી પસાર થયો અને એણે ફોકલેન્ડસ શોધ્યો. એણે નૌકાવિજ્ઞાન પર પુસ્તકો લખ્યાં અને છેવટે સુમાત્રાથી દૂરના દરિયામાં જાપાની ચાંચીયાઓ સાથેની ઝપાઝપીમાં, ૧૬૦૫ માં પ્રાણ ખોયા.

ત્યાં તો પેલી દરિયાની રાણીએ બેરેંઝના હાથમાં દરિયાનો



ઝંડો દીધો અને કહ્યું, જોન ડેવીસને પગલે પગલે તું શોધી કઢ. મહાન ચીન દેશની ભાળ કાઢવા ઉત્તરના દરિયામાં આગળ વધ. આમસ્ટરડામથી બેરેંઝ ૧૫૯૬ના મે મહીનામાં નીકળી ગયો. એણે સ્પીટસ બરગેન ટાપુઓ શોધી કાઢયા એ ટાપુઓની આસપાસ



હંકારીને એ આઇસ કેપ આગળ આવી પહોંચ્યો. પણ એના જહાજને બરફે ઘેરી લીધું. જકડાઈ ગયેલા જહાજમાંથી એની ટુકડી બરફ પર ઉતરી પણ બરફનો હલ્લો તો વધતો જ ગયો. એની ચારે બાજુએ



બરફની પહાડ જેવી દિવાલો રચાવા માંડી. એક મહિના સુધી એ પોતાના સાથીઓ સાથે પોતે ઉભી કરેલી એક લાકડાની ઝુંપડીમાં રહ્યો.

૧૫૯૭ નો સપ્ટેંબર વહી ગયો અને બરફ ઉંચો વધ્યા જ કર્યો. દુઃખના દશ મહિનાઓ પસાર થયા ત્યારે બેરેંઝની ઝુંપડીના માથા સુધી બરફનો ઘેરો ઉંચો ચઢી ગયો હતો. પછી માણસો મરવા લાગ્યાં. ઉત્તર ધ્રુવના પ્રદેશ પર આ અમર માનવોએ



પોતાની મરણ પથારી કરીને શોધક માનવોની ન ભૂંસાય તેવી અમર કેડીને કોતરી કાઢી. બાર સાથીદારો આ બરફની કબરમાં જીવતા રહી ગયા હતા.

આ બાર અમર મહાજનો પેલા મરજીવાઓની કહાણી કહેવા નવેંબર મહીનામાં બે હોડકાંઓ હંકારતા આમસ્ટર-ડામને કિનારે ઉતાર્યા, અને વિજય જેવી વિતકકથા કહેવા લાગ્યા. ઉત્તરના એ સમુદ્રે, પોતાની હિમ જેવી ઉજળી કાયા પર બેરેંઝનું નામ ધારણ કર્યું.

ત્યારે બેરીંગ ૧૬૮૦ માં ડેનમાર્કમાં જનમ્યો હતો. ખલાસીના આ દિકરાએ રૂશદેશને પોતાનું વતન બનાવ્યો



હતો. રશિયાના મહાન પીટર નામે ઓળખાતા શહેનશાહના નૌકા ખાતામાં એ નાવિક હતો.

પીટરે એને કહ્યું "મારી શહેનશાહત સાઈબીરીયાથી પૂર્વમાં ક્યાં સુધી પથરાયલી છે તે નક્કી કરવા તું સફર કર અને ભાળ કાઢીને નકશો લઈને પાછો આવ"

ઇ સ૰ ૧૭૨૪ માં બેરીંગની સરદારી નીચે એક ટુકડી તૈયાર થઈ ગઇ. સાઈબીરીયાનાં ગાઢ જંગલોની દિવાલો





પહેલીવાર શોધક માનવીએ ભેદી નાખી. સાઈબીરીયા એક મોટી જંગલી દુનિયા છે તે વાત હવે પૂરવાર થઈ. પાંચ હજાર માઈલ ચાલ્યા પછી એ ભયાનક અરણ્ય જગતનો છેડો આવ્યો, અને પીટરના આ મહારાજ્યના છેડા પર પાસિફિક મહાસાગરનાં પાણી ચળકી ઉઠયાં.

આ મહાસાગર પર પણ પીટરની આણ પૂરવાર થઈ. પણ આ મહાસાગરનાં કયા કિનારા પર, કયાં આગળ બીજી કોઈ સરકારનો પ્રદેશ શરૂ થાય છે તે નકકી કરવાનું બાકી રહ્યું.

એટલે જ્યાં સાઈબીરીયાનો અરણ્ય મહાસાગર પૂરો થયો હતો ત્યાં જંગલમાંથી એક જહાજ બનાવવા આ શોધક માનવો મચી



પડયા. ૧૭૨૮માં જહાજ બંધાઈ ગયું. જંગલ જાણે જીવતું બનીને પાસિફિકના બાળક જેવું જહાજનું રૂપ ધરીને ઝૂલવા માંડયું. ઓગસ્ટના ૧૪ મા દિવસે બેરીંગે શઢ ખેંચ્યો અને આ મહાન શોધક એશિયાખંડના પૂર્વ છેડા પર "ઈસ્ટકેપ" પર આવી પહોંચ્યો. અહીંથી એ કામાચાટકા ગયો, અને આલાસ્કાના કિનારે આવી પહોંચ્યો, અને એલ્યુશીયન ટાપુઓ પર પગ ટેકવતો એ દરિયામાર્ગે રશિયા પહોંચવા ઉપડી ચૂકયો. પણ રસ્તામાં મહાસાગરના વાવટોળે



એના જહાજને ઉપાડી લીધું અને આવાછા નામના એક ટાપુ પર પછાડયું. એકસો માઈલ જેટલે જ રશિયાનીભૂમિ એની રાહ જોતી હતી, ત્યાં તો ટાપુ પર પછડાયલો આ મહાન નાવિક, ટાપુ પર મરણ પામ્યો. એક

સામુદ્રધૂનીએ એનું નામ ધારણ કર્યું આ ટાપુ બેરીગટાપુ કહેવાયો બેરીગે પોતાના દેહની ત્યાં દીવાદાંડી રચીને સાગર પર પ્રકાશ નાખ્યો.

ત્યારની દુનિયાએ આજસુધી નકશા પર, સાઇબીરીયાનું એક ટપકું પાડીને તેના પર એક નાનું એવું નામ લખી રાખ્યુ હતું બેરીગે સાઇબીરીયાની શોધ કરીને સાબીત કર્યું કે સાઇબીરીયા તો પચાસ લાખ ચોરસ માઈલ પર પથરાયલી એક અરણ્ય દુનિયા છે

આ દુનિયાને રશિયાએ પોતાની બનાવવા, તેણે ૧૮૫૦ માં યુરલ પર્વતમાળા ઓળગી ત્યાર પછી સાઠ વરસે, રૂસના શોધક માનવે એશિયાના છેડા પર આમુર નદીનો કિનારો શોધ્યો.

ત્યારે આ દુનિયાનું અધારૂં ફેડતો એક તારો ઉગ્યો જન્મથી એ ડેન હતો અને જ્યુટલેન્ડમાં ૧૬૮૦ માં, વીટસ, જોનાસેન બેરીગ, નામ પામીને મહાન પીટરના નૌકા કાફલામાં કેપ્ટન બનવા જુવાનીમા ચાલી નીકળ્યો હતો એણે આલાસ્કા શોધી કાઢયો અને એશિયા અને અમેરિકાની વચ્ચેની સામુદ્રધૂની પર રૂસીઝંડો ફરકાવ્યો

આ વાતને હવે થોડાક વરસો પસાર થઈ ગયાં હતાં ૧૯ મું શતક અંત પામતું હતુ ત્યારે ૧૮૯૭ ના જુલાઈના ૧૧ મા દિવસે સ્પીટસબરગેન ટાપુ પર, સ્વીડનનો પ્રોફેસર સોલોમન આવી પહોચ્યો ઈ સ ૧૮૫૪ મા એ સ્વીડનમા જનમ્યો હતો એ પ્રોફેસરે અભ્યાસ પછી એની અક્કલથી નક્કી કર્યું હતું કે જ્યારે મજબુત એવો દક્ષિણનો પવન વાતો હોય, ત્યારે બલુનમાં બેસીને, જો ઉડવામા આવે તો ઉત્તરધ્રુવ પર પહોચી જવાય

સોલોમને ઉત્તર ધ્રુવ પર પહોંચી જવાનો નિરધાર કર્યો હતો. એટલે તો એ આજે સ્પીટસબરગેન ટાપુ પર તૈયાર ઉભો હતો. એને લઈને ઉડનારૂં બલૂન પણ તૈયાર ઉભું હતું.

આ વિમાનનું નામ ઇગલ હતું. સોલોમન ઇગલમાં બેઠો અને ઇગલે પાંખો ફફડાવી. ઇગલ પેલા મહાન પ્રોફેસરને લઈને ઉડયું અને એક કલાક પછી દેખાતું બંધ થઈ ગયું. બે દિવસ પછી એક કબુતર પોતાની ડોકમાં બાંધેલો પ્રોફેસર સોલોમન એન્ડ્રીનો



સંદેશો લઈને આવી પહોંચ્યું. એ સંદેશામાં સોલોમને લખ્યું હતું કે, 'અમારૂં વિમાન ઉત્તરધ્રુવ પર આગળ વધે છે' પછી તેત્રીસ વરસ સુધી કોઈ કબુતર કશાપણ સમાચાર લાવ્યું નહીં. હવે ડા-હોર્નની ટુકડી ઉત્તરધ્રુવની સફરે નીકળી હતી. એ ટુકડીએ તેત્રીસ વરસ પછી, જગત જોગ સમાચાર આપ્યા કે, વાઈટ ટાપુ પર તૂટી પડેલું ઇગલ જહાજ અને પ્રોફેસર સોલોમન અને તેના બે સાથીઓનાં હાડપિંજરો પડયાં છે.



## ૧૯. એક જુદીજ જાતનો શોધક

હવે ૧૮૩૧મા વરસમાં એક નવીજ જાતનું જહાજ ટાહીટી અને ન્યુઝીલેન્ડની વચમાં ટહેલવા નીકળ્યું હતું. સાહસિકોનાં જહાજોથી આ જુદી જ જાતનું જહાજ હતું. એ જહાજને હાંકનારાઓ અને બીજાઓ સોનું ખોળવા કે બીજા પ્રદેશોનો શિકાર કરવા માટે તેમને પચાવી પાડવા નહોતા નીકળ્યા. આ જહાજ તો ધરતી પરના જીવનનું સંશોધન કરતું ટાસમાનીયા અને ઓસ્ટ્રેલીયાના ટાપુઓમાં ફરતું હતું.

આ જહાજનું નામ બીગલ હતું. અને એની અંદર એક જુવાન જીવન વૈજ્ઞાનિક ચાર્લ્સ ડારવીન નામનો હતો. આ જુવાન એની માતા તરફથી જોશીઆ વેજવુડનો પૌત્ર થતો હતો, તથા પિતા પક્ષે ઈરેસમસ ડારવીન એનો દાદો થતો હતો. આવા મશહુર વંશવેલામાં જન્મેલો આ જુવાન, ડોક્ટર બનવાની અને પાદરી થઈ શકવાની પોતાની અનઆવડત પુરવાર કર્યા પછી પાસિફિક મહાસાગરમાં ફરતો હતો.

કોલંબસે નવો ખંડ શોધી કાઢયો હતો ત્યાર પછી જીવન વિજ્ઞાનનો એક નવો જ ખંડ આ બાવીસ વરસનો




નવજુવાન શોધવા માટે પાસિફિકના કિનારાઓ પર રખડતો, ધરતીને સૂંઘતો ફરતો હતો.

દક્ષિણ અમેરિકાથી સેંકડો માઈલ દૂરના ગાલાપાગોસ ટાપુઓ પર હવે એ આવી પહોંચ્યો અને, બાઈબલમાં લખેલા આદિ માનવીની અદ્દાથી નિડર બનીને ફરવા લાગ્યો. બાઈબલના આદમ જેવો, એ જંગલી નહોતો. જે જમાનાએ જ્ઞાન અને વિજ્ઞાનનાં ફળ ચાખવા માંડ્યા હતાં તેવા ઉત્થાનયુગનો એ માનવી હતો.



એટલે એ જ્ઞાનને પાપ માનતો નહોતો, ઉલટો જ્ઞાનને શોધવા અહીં પાસિફિકના અગાધ અંધકારમાં રહેલા હજારો વરસના

જૂના જમાનાને સાચવી રહેલા, આ ટાપુ પર એ પહેલો મુસાફર, પહેલીવાર ફરતો હતો.

આ ગાલાપાગોસ પર એકે મનુષ્ય હજુ વસ્યું નહોતું. આ ટાપુઓ તો જાણે ધરતીની જીવનકથાનાં એક લાખ વરસ પરનાં જીવન સ્વરૂપોને, જીવતાં ધારણ કરી રહેલાં સંગ્રહસ્થાનો જેવા હતા. અહીં મોટી રાક્ષસી ગીલોડીઓ ફરતી હતી, અને જમીન પરના મોટા કાચબાઓ ભેગી રહેતી હતી. અહીં ગર્જનાઓ કરતા દરિયાઈ સિંહો સાથે મોટા જંગી "ક્રેબ્" ફરતા હતા. મોટાં, બાજપક્ષીઓ, ઝાડ પર બેઠેલાં દેખાતાં હતાં, અને કબુતરો આ નવા પ્રાણીના ખભા પર બેસતાં હતાં.

બાઈબલનું "એડન" જાણે એની સામે જીવતું દેખાયું. દરેક ટાપુ પોતપોતાના જીવનરૂપોવાળો અને એક બીજાથી જુદી જુદી જીવનની જાતોને જીવતી સંઘરીને બેઠો હતો. આ જીવન સ્વરૂપોની સાથે જ વનસ્પતિનાં જીવતાં સ્વરૂપો, વિવિધરૂપો ધરેલાં એકમેક સાથે અંતરંગ બન્યાં હતાં.

પેલા જુવાને જીવનની આ વિદ્યાપીઠમાં ભણવા માંડયું. એણે ઢગલા ભરીને નોંધો તૈયાર કરવા માંડી, પાંચ વરસ એનું ભણતર એક ધારું ચાલ્યું. પાંચ વરસ પાસિફિકનાં પાણી પર પેલી બીગલ નામની નિશાળ ફર્યા કરી. આ નિશાળનો પેલો મશહૂર વિદ્યાર્થી ભણ્યાજ કરતો હતો.

પછી વીશ વરસ સુધી એણે ભણેલું, વાગોળવા માંડયું. એના મગજમાં જ્ઞાનનું વલોણું ફરવા લાગ્યું. આ બધા ભણતરનું નવનીત કાઢીને એણે ગજવામાં રાખેલી એક નાની

ડાયરીમાં નોંધ્યું છે "પ્રકાશ જેવા જ્ઞાનના અફર નિર્ણય પર



હું આવી પહોંચ્યો છું. એ નિર્ણય એ છે કે, "જીવનનું એકરૂપ કુદરતની જીવન પ્રક્રિયામાં



કાળે કરીને અને જીવનની શ્રેણીમાં વૈજ્ઞાનિક રીતે જીવનના બીજા જ સ્વરૂપને ધારણ કરે છે."



કોઈએ કહ્યું, કે ડારવીને, બાઈબલના જ્ઞાનનું ખૂન કરી નાખ્યું છે, કોઈએ કહ્યું કે, એણે ભગવાનના અધિકારને પડકાર ફર્યો છે, કોઈએ કહ્યું કે એ ગાંડો થઈ ગયો છે અને એણે જીવનના જ્ઞાનમાં અંધેરનું આહ્વાહન કર્યું છે, અને કોઈએ એમ પણ કહ્યું કે, એ વૈજ્ઞાનિક વિભૂતિએ આજના સમયમાં, વિજ્ઞાનના અંધેર યુગમાં જ્ઞાનનો પહેલો પ્રકાશ પેટાવ્યો છે અને જીવનના જ્ઞાનનો અજ્ઞાતખંડ શોધી કાઢયો છે.

ડારવીનનું નામ પૃથ્વી પરના ખંડેખંડ પર ફરીને બુદ્ધિનાં બંધ કમાડો પર ટકોરા મારતું ફરવા લાગ્યું, અને કહેવા લાગ્યું કે "સાચું જ્ઞાન, બાઈબલનાં ઉધાઈથી ખવાઈ ગએલાં પાનાઓમાં નથી, સાચુ જ્ઞાન તો જીવનનાં સ્વરૂપોની જીવતર કથાઓમાં છે. એ જીવતર કથાઓ આપણી ધરતીના પટ પર અને ધરતીનાં પડો પર અંકિત થએલી છે."

જ્ઞાનનો એક નવો જ ખંડ ડારવીને શોધી કાઢ્યો. નિશાળનો નવો જ આકાર એણે દાખવી દીધો. અભ્યાસક્રમનો અનોખો પાઠ એણે વિજ્ઞાનના ભણતર માટે રજુ કર્યો. જ્ઞાનની ગોખણપટ્ટીઓવાળા પંડીતો પોપટીયા દેખાયા. પોતાને દૈવી માનતા મનુષ્યના મિથ્યાભિમાનના ભ્રમનો નશો ઓછો થઇ જાય તેમ એણે મનુષ્યને જીવનનાં સૌ સ્વરૂપો સાથેની સગાઇ નક્કી કરીને આપી દીધી

અને પોતે, એક સાધુ જેવું જીવન જીવનો, એક એકાંત ઘરમાં પોતાની સ્રી અને બાળકો સાથે રહેવા લાગ્યો.



એને કોઇએ કહ્યું, કે ઓકસફર્ડમાં જૂના પંડિતો, વીલ્બરફોર્સની આગેવાની નીચે, તમારા વૈજ્ઞાનિક મતનું ખંડન કરવા ભેગા મળે છે, તમે ત્યાં જઇને, તમારા બચાવ માટે બનતું કરો."

વિજ્ઞાનના આ મહાન ફકીરે ઉંડી ઘેરી નજરથી સ્મિત કરતાં કહ્યું, " અનંત જીવનનું હું પણ એક અલ્પ સ્વરૂપ છું, જીવનના સત્યનો બચાવ કરવાનું કામ જીવનની ગતિ અને પ્રગતિના અનંત ભંડારોએ પોતાના ક્રિયા રૂપોને સુપરત કર્યું છે "

એવા જીવન વિજ્ઞાનના આ સંતે, વનસ્પતિવિજ્ઞાન અને શરીરવિજ્ઞાનને, બારાખડી ઘૂંટાવી. ખગોળવિજ્ઞાનમાં એણે વિકાસક્રમની વાત પેશ કરી. ભૌતિક વિજ્ઞાનને એણે પદાર્થના વિકાસરૂપનો પાઠ બતાવ્યો. "અને ઈતિહાસ હવે

વિજ્ઞાન બને છે," એવી સામાજીક વિજ્ઞાનના મૂળાક્ષર જેવી વાત રજુ કરીને, માનવજીવનના ઇતિહાસને પહેલીવાર સામાજીક વિજ્ઞાન તરીકે રજુ કરનારા કાર્લમાર્કસ અને એંગલ્સ નામના બે મહાન વૈજ્ઞાનિકોએ, ડારવીનને અંજલી દીધી કે "સ્પીસીસ આર વેરીએબલ્સ."

હવે ડારવીન, પૃથ્વી પરના પોતાના છેલ્લા દિવસો પસાર કરતો હતો. અમેરિકન જીવનઘટનાના રૂપમાંથી શરમજનક એવી ગુલામીની નીચ દશાની નાબૂદી કરવાની હાકલ કરનાર અબ્રાહમ લીંકનની જેમ ૧૮૦૯ના ફેબ્રુઆરીની ૧૨મીએ જન્મ પામેલો આ મહાનુભાવ, અંધારા જગતને પ્રકાશનું એક કિરણ શોધી આપીને, ૧૮૮૨ ના એપ્રિલની ૧૯મી તારીખે અવસાન પામ્યો, અને અંગ્રેજી જનતાએ વેસ્ટમીનીસ્ટર એબીમાં, હકસલી વેલેસ, જેમ્સ રસેલ, લોવેલ અને સર આઇઝેક ન્યુટનની હરોળમાં પૃથ્વીના પેટાળમાં જતન કરીને એનું જીવનરૂપ જાળવી રાખ્યું.

# ૨૦. મંગો પાર્ક

એક ઊંચો અને મજબુત બાંધાનો સ્કોટલેન્ડનો જુવાન આફ્રિકા ખંડને કિનારે ઉતરી ચૂક્યો હતો. એનું શરીર મજબુત બાંધાનું હતું. ચહેરો સુંદર હતો. એણે માથા પર એક ઉંચી ટોપી મૂકી હતી. આફ્રિકાની ધરતી પર એ એક નદીને શોધવા નીકળ્યો હતો. આજ સુધી યુરોપના સાહસિકો અહીં આફ્રિકાનાં લોકોની કતલ કરવા અને તેમને લૂંટવા



તથા ગુલામ બનાવીને અમેરિકાનાં બજારોમાં વેચવા માટે ઉપાડી જવા આવ્યા હતા. યુરોપનાં ગોરાં માનવોમાં સ્કોટલેન્ડનો આ નવજુવાન દિકરો જુદી જ પ્રકારનો હતો. એને તો આફ્રિકાની નાઈગર નામની નદીનો પાર પામવો હતો. એટલે આફ્રિકાની નિબીડ અંધેરી, વિકરાળ ધરતી પર જ્યાં કોઈ ગોરૂં માનવી ગયું નહોતું ત્યાં જવા એ નીકળી પડતો હતો એનું નામ મંગો પાર્ક હતું.

એક ઘોડા પર એ સ્વાર થયો હતો. એની પાછળ છ આફ્રિકન ચાલતા હતા, આ કાફલામાં ખોરાક, તંબાકુ, તથા આફ્રિકાના જંગલના રાજાઓને ભેટ આપવા માટે

લીધેલી માળાઓ, અરીસાઓ વિગેરે વસ્તુઓથી લદાયલાં થોડાંક ગધેડાંઓ પણ હતાં.

આફ્રિકામાં મહાન નદી નાઇગર વહેતી હતી તે વાત તો જાણીતી હતી. પણ તે કયાંથી નીકળતી હતી અને કયાં થઇને વહેતી હતી અને કયાં જઇને મળતી હતી તેની ભાળ કોઇને હતી નહીં. એટલે તો એની શોધ કરવાની હતી. કદાચ નાઇગર મૈયા પર મોટાં નગરો વસ્યાં હોય! કદાચ કોઈ જાદુઈ નગર....ટીંબુકટુ, નામનું અને સોનાનું બંધાયલું એના કિનારા પર પણ ઉભું કાં ન હોય! અને કદાચ....! પણ મંગો પાર્ક જીવનું જોખમ ખેડીને નાઇગરની શોધ કરવા નીકળ્યો હતો.

એની સાથે એક જોનસન નામનો આફ્રિકન વતની હતો. જોનસન મીશનની નિશાળમાં અંગ્રેજી શિખ્યો હતો. એટલે આફ્રિકન જબાનને અંગ્રેજીમાં બોલી બતાવવા તે ખૂબ જરૂરનો હતો. બીજો ડેંબા હતો. બંને આ જુવાન મંગોના દોસ્ત બની ગયા હતા. ગુલામો બનાવવા માટે નહીં પણ નાઇગરની શોધ કરવા નીકળનાર આ ગોરા જુવાન તરફ તેમને માન થયું હતું. મંગોપાર્કે છત્રી ઓઢી હતી. ઘોડા પર સ્વાર થયો હતો અને બે બંદુક, બે પીસ્તોલ તથા બે કંપાસ અને એક થર્મોમીટર લઇને નીકળી પડયો હતો.

મંગો પાર્કનો કાફલો આગળ ને આગળ વધ્યો: મેન્ડીંગો પ્રદેશ પણ પસાર થઈ ગયો. પછી અલ–મમી નામના એક આફ્રિકાના જંગલ રાજાના પ્રદેશમાં આ મુસાફરો પહોંચી

ગયા અહીં આ મુસાફરોને પકડીને અલ-મમી પાસે જૂ કરવામાં આવ્યા

અલ-મમીનો દરબાર ગરીબ હતો અલ-મમીના અંગ રક્ષકો ભાલા ધારણ કરેલા ધરતીના માનવો હતા જેવુ જંગલ અને ધરતી સીધા સાદા હતા તેવો આ અલ-મમી સીધો સાદો અને સરળ હતો એણે વાઘના ચામડા પર આસન જમાવ્યું હતું એણે હમીને આ ગોરા માનવીને ધારી ધારીને જોયો એણે ગુલામો પકડવા આવતા ગોરા પ્રાણીઓ વિષે સાભળ્યું હતુ આજે પહેલીવાર એણે ગોરા માનવી દીઠ અલ-મમીને જેનસને સમજાવ્યુ કે, મંગો પાર્ક નાઇગરની શોધ કરવા માટે નીકળ્યો છે

' ન હોય ન હોય, ગોરા માનવી, સોનુ શોધે ને ગુલામ શોધે, નદીને કોઈ, શોધે શુ કામ! નાઇગર અભાને શોધીને પોતાને દેશ ઓઢી લઈ જવાય છે!" એવી એવી અલ મમીએ ઘણી વાતો કરી પછી એણે આ ગોરાપ્રાણીને પોતાની સ્ત્રીઓને બતાવવા લઈ જવાનું કહ્યુ

ગોરા માનવી અલ-મમીની સ્ત્રીઓ પાસે આવી પહોંચ્યુ કોઇએ એના ગાલ પર હાથ ફેરવી જોયો કોઇએ એની ગોરી ચામડીનો રંગ કાચો છે કે પાકો તે સમજવા હાથ ઘસી જોયો કોઇએ એના લાબા નાકને ખેચી જોયુ એકે શોધ કરી કે, "એના જન્મ વખતે એની માએ એને દુધમાં બોળી રાખ્યો હશે" સૌના આનંદનો પાર રહ્યો નહીં સૌએ નવુ માનવી નિરખત ખડખડાટ હસવા માંડ્યુ

ગોરો મહેમાન અને કાફલો મુક્ત થયા પણ અલ–મમીની સ્ત્રીઓએ મંગો પાર્કનાં કોટનાં ચળકતાં બટન તોડી લીધાં અને અલ–મમીએ એનો ડગલો માગી લીધો. પછી અલ–મમીએ મંગોને થોડુંક સોનું આપ્યું, અને મધ આપ્યું, અને મહેમાનો જમીને આગળ સફર કરવા વિદાય થયા, અને કેટલાએ દિવસો આફ્રિકાની ધરતી પરનાં અનેક વિતકોવાળા પસાર થઇ ગયા.

પછી આ સફરી કાફલો સહરાના સળગતા રણની કિનારી પર આવી પહોંચ્યો. આ પ્રદેશ પરનો જીવનકલહ કરપીણ હતો. આ પ્રદેશ પર વિકરાળ મુરલોકોનાં થાણાં હતાં. સહરાને પેલેપારથી આવીને આફ્રિકાનાં વતનીઓને જીવતાં પકડવાનો અને તેમને ગુલામો તરીકે વેચવાનો યુરોપના ગોરાં લોકોએ શરૂ કરેલો વેપાર આ વિકરાળ એવા મુરલોકોએ અહીં માંડી દીધો હતો. માનવીનો વેપાર કરનારા ગોરા માનવપશુઓ જેવા જ આ મુર નરાધમો હતા.

નાઇગરને શોધવા નીકળેલા મહાન મંગોએ મુર થાણાં વટાવીને પણ આગળ જવાનો નિરધાર ઘડયો હતો. નાઇગર જડે નહીં ત્યાં સુધી પાછા નહીં હટવાનો એનો નિર્ણય હતો.

એક રાતે પોતાની ઝુંપડીમાં મંગો ઉંઘતો હતો ત્યારે હથિયારબંધ મુરોની એક ટોળી અંદર ધસી આવી. નાઈગરનાં પાણી પર કલ્પનામાં વિહરતો અને અંદરની આંખ સામે નાઈગરના કિનારા પર પરીઓની સુવર્ણ નગરી દેખતો મંગો ઝબકીને ઉભો થઇ ગયો.

વિકરાળ રણમાનવોએ એને પકડી લીધો અને કહ્યું, "અમારો નાયક અલી તમને પોતાના દરબારમાં તેડે છે.



અમારા નાયકની રાણી ફાતીમા આપને દેખવા માગે છે. બીજે દિવસે સહરાની કિનારી પરના ગુલામોના વેપારી અલી સુલતાનના દરબારમાં મંગો પહોંચ્યો. પશુઓનાં ચામડાંથી ઉભા કરેલા તંબુઓનો અલીનો દરબાર હતો. આ તંબુઓ પાસે ઉંટ અને બકરાં ઘેટાં ફરતાં હતાં. કાળા ચામડાંની ગાદી પર પોતાના તંબુમાં ઘરડો અલી બેઠો હતો. અને એક અરીસામાં જોઈને પોતાની દાઢીના વાળ સરખા કરતો હતો. અલીના દિકરાઓ ગુલામો પકડવા માટે ટુકડીઓ લઈને ગયા હતા. અલીની સ્ત્રીઓએ આ ગોરાપ્રાણીની આંગળીઓ ગણવા માંડી હતી અને ગોરી ચામડી પર હાથ ફેરવતાં ફેરવતાં મંગોના નોકર ડેમ્બાના કાનમાં કહ્યું, કે "ગુલામો પકડનારી કાળી અને ગોરી આપણી એક નાત અને એક જાત!" પછી ડેમ્બાએ સમજાવ્યું કે, "આ ગોરો માનવી ગુલામો પકડવા નથી નીકળ્યો, એ તો, નાઈગર નદીને શોધવા નીકળ્યો છે."

મંગો અલીનો કેદી બન્યો. નાઈગરને શોધવા નીકળેલા ગોરાને ગુલામો શોધનારા કાળા સુલતાને, તેના નોકર ડેમ્બા

સાથે તંબુમાં નજરકેદ રાખ્યો. અલી એને રોજ પૂછતો હતો કે, ગુલામોને પકડવા આવનાર ગોરામાનવ, સાચી વાત કર, જીવવાનો ખપ હોય તો, નહીં તો મારા દિકરા આવ્યા પછી તારી આંખો કોતરી કાઢીને આ રણ પર તને છુટ્ટો મૂકી દેવામાં આવશે."

પછી એના કંપાસ સિવાયની બધી વસ્તુઓને અલીએ લઇ લીધી. મુરોએ આવીને નદીને શોધવા નીકળેલા આ ઘેલા ગોરા પર પથરા ફેંકયા, તથા તેને ગમ્મત ખાતર લાતો મારી. એકવાર મંગો પર થૂંકતા અને હસતા મુરોને દૂર ખસેડીને અલીની મુખ્ય સ્ત્રી ફાતીમા આવી અને બોલી, "સાચું ભણને ગોરામાનવ, નદીને શોધવા તે નીકળતું હોય કોઈ! નદીને શોધીને ઉંટ પર લાદીને લઈ જઇ શકાય છે કંઈ! અને નદીનાં વેચાણ થઈ શકે છે, કંઇ!" પણ મંગો તો એક જ વાત કહેતો હતો.

એટલે એને તરસે મારવાની મજાક શરૂ થઈ. તંબુની બહાર પાણી પીતી ગાયોની વચમાં સુકાતા ગળાવાળો મંગો દોડયો અને પાણીની પીપમાં માથું ડબોળીને એણે પશુની જેમ પાણી પીને તરસ છીપાવી. એને મરણ હાથવેંતમાં દેખાતું હતું. એની નજર સામે એનો સ્કોટલેન્ડ દેખાતો હતો. નાઇગર પર પ્રેમ કરીને નીકળેલો મંગો પાર્ક મધરાતે આંખો ફાડીને તંબુમાં જોઇ રહેતો હતો ત્યારે એની સામે ફાતીમા આવીને ઉભી. એણે એનાં કપડાં પાછાં આપ્યાં અને કપડાં પહેરતો મંગો પાર્ક કંપાસને બગલમાં મારીને ડમ્મા સાથે ઉભો. ફાતીમાએ તંબુની બહાર તૈયાર રાખેલા ઊંટ ઉપર મંગો ડમ્મા સાથે બેસી ગયો. મોતની બોડમાંથી

જીવનના તણખલા જેવી કૃતીમા, આ નદી શોધવા નીકળેલા ઘેલાઓ તરફ જોઈને આનંદ પામી. રેતીના વરસતા વરસાદ નીચે મંગો આગળ વધ્યો. રેતીના ભયંકર તોફાને આ



મુસાફરો પર રેતીની ચાબુકો ફટકારી. તરસથી સુકાતા ગળામાં પણ જાણે રેતી ખૂંચી જતી હતી ત્યારે તોફાન શમ્યું અને વરસાદનું ઝાપટું આવ્યું. મંગો અને ડેમ્બાએ કપડું પહોળું કરી દઈને વરસાદના છાંટાઓ ઝીલ્યા. પછી કપડું નીચોવીને ટપકતા જલનાં ટીપાંઓ પીને તરસ છીપાવી.

જીવનમરણ નીચે ઝોલાં ખાતા આ મહાન મુસાફરો, મોત પર કદમ માંડીને અગન પંથ પર પગદંડી કોતરીને છેવટે એક જંગલની કિનારી પર આવી પહોંચ્યા. જંગલનાં ઝુંપડામાં રહેતાં આફ્રિકાની ધરતી પરનાં વતનીઓએ આ મહાન મુસાફરો પર ઝુંપડીઓમાંથી બહાર ડોકાઇને ભાવભીની નજર નાખી. સિંહોની ત્રાડથી ઊભરાતા આફ્રિકન અરણ્યમાં માનવતાનો સંસ્કાર આ રઝળપાટે નીકળેલાઓને ખોરાક આપતો હતો, અને દાઢીવાળા હાડપિંજર બનેલા, ડેમ્બા અને મંગોની માવજત કરતો હતો. આ બન્નેના ઘોડા પણ એવા જ હાડપિંજર બની ગયાં હતાં. આ ત્રણ હાડપિંજરો પર પ્રેમ કરતી માનવતા કહેતી હતી, " જોલોબા! જોલોબા! "

જોલોબા, અથવા મોટી જલઅમ્બા અથવા મોટા જલાશયનું નામ સાંભળીને હસી ઊઠતાં બન્ને માનવ હાડપિંજરો નવી તાકાતવાળાં બનીને આગળ વધતાં હતાં અને બન્ને જણ આફ્રિકાનાં ગરીબ વતનીઓના સેગોનગર પહોંચતા હતા. સેગો એક મહાન નદીને કિનારે બંધાયું હતું. આ મહાન નદી નાઈગર પોતે હતી. નાઈગર નદી પર પહેલી નજર નાખતો મંગો આનંદ પામતો બબડતો હતો, "જોલોબા, જોલોબા જલઅમ્બા!"



એ આખો દિવસ જલઅબાને દેખતો કિનારાના ઝાડ નીચે બેસી રહ્યો

સાંજ પછી, જોલોબાને કિનારે બેસી રહેવા પેલા ગોરા મુસાફર પર પ્રેમ કરતી આ પછાત ધરતીની એક દિકરી, ઉમ્બા સાથે આવી પહોચી અને બોલી, "ચાલ મારી ઝુંપડીએ જલઅબાએ દીધેલા મચ્છ, ખા અને આરામ કર, અહી તો રાત પડતા સિંહો શિકારે નીકળશે "

પોતાના પ્રદેશથી ગોરા શિકારી પશુઓ અહી આવીને આ અમીભરી ધરતીના ખૂન ચૂસતા હતા તે વાત યાદ કરતો અને નિશ્વાસ નાખતો મંગો પાર્ક, ગરીબ માનવીની ઝુંપડીમા જમીને રાતના આરામ કરતો પડયો હતો ત્યારે આ ઝુંપડીની માતા, રેટીયો કાતતી ગાતી હતી

"થાકયો પાકયો, ગોરો અબા, કેરો આયો, આયો,

વાડે સુહાયો ભાયો, જલ અબાનો જાયો,

આફ્રિકાના અંધારા ખંડની ધરતી પર પ્રકાશતા કિરણ-થી ગદ્‌ગદ્ બનેલો મંગો ઊઠયો અને પોતાની જબાનમાં બોલ્યો, "માફ કર મા, અમારા અપરાધ!" પણ પેલી પછાત જનેતા, સુધરેલી ભાષા સમજી શકી નહીં.

સવારમાં સેગોનાં વતનીઓની દુવા માગતા, મંગો અને ડેમ્બા, આગળ વધવા તૈયાર થયા હતા અને વિદાય માગતા



હતા. મંગો ડેમ્બા સાથે નાઈગરની પરકમ્મા કરવા તૈયાર થયો હતો. સેંકડો માઈલ પછી નાઈગર નદી જે મહાસાગરને મળતી હોય ત્યાં જવા આ બંને મહાન મુસાફરો તૈયાર થયા. આ બંન્ને મહેમાનોને વિદાય દેતી સેગોની માનવતા તેમને ભાથું બંધાવતી હતી તથા આ ધરતી પર ચાલતું છીપોનું નાણું વાટખરચી માટે દેતી હતી, અને એક હોડી બાંધી આપતી હતી.

અનંત સરિતાના પટ પર અભેદ અરણ્યોની વચમાં થઈને, ઇ. સ. ૧૮૦૫માં એક મોટી લાંબી હોડી બાંધીને



મંગો પાર્કે જલઅંબામાં હંકાર્યું. નાઈગર નદીનાં વહેણે આ મહાન મુસાફરનું નાવડું પોતાના દેહ પર એક હજાર માઇલ સુધી આગળને આગળ વહેવા દીધું. ૧૮૦૬ના જાન્યુઆરી મહીનામાં નાઈગર પર વહેતી સફરી નૌકા એક ખડકમાં અથડાઈને ફસાઇ ગઇ. ફસાઇ ગએલી નૌકા પર વતનીઓએ હલ્લો કર્યો જીવ બચાવવા સૌએ નદીમાં ઝંપલાવ્યું. પાંત્રીસ જ વરસની ઉંમરનો આ મહાન શોધક નદીના મુખથી થોડેજ દૂર આવીને જલઅંબામાં શમી ગયો.

## ૨૧. અંધારાખંડ પરનો માનવદીપક

ગ્લાસગોપાસે બ્લેન્ટીરમાં, ૧૮૧૩ના માર્ચની ૧૯મીએ લીવીંગસ્ટનનો જન્મ થયો.



એનો બાપ નીલ, ચા વેચનારો ફેરીયો હતો, અને સ્વભાવે ધર્મભીરૂ હોવાથી એણે દિકરાને શોધખોળ કે વિજ્ઞાનનાં પુસ્તકો વાંચવાની મના કરીને કહ્યું, "એકલું બાઇબલ જ વાંચવા જેવું પુસ્તક છે."

બાપદિકરા વચ્ચેનો મતભેદ કોઇવાર ઉગ્ર બનતો ત્યારે લીવીંગસ્ટોન કહેતો હતો. "બાઇબલને બદલે વીલબરફોર્સ ઉપદેશે છે તે જ સાચો ઇસાઇ ધર્મ છે. જીવનવ્યવહારનો જે પ્રેમધર્મ નથી તે ધર્મને ધિક્કાર છે."

જીવનવ્યવહારના ખૂની રૂપનો ખ્યાલ નીલના દિકરા ડેવીડને દશ વરસની ઉંમરમાં જ જીવનના વ્યવહારમાંથી આવવા માંડ્યો હતો. કાપડની એક મીલમાં એ દશ વરસનો વયવાળો, રોજના ચૌદ કલાક કામ કરનારો મજુર હતો.

દશવરસની ઉંમરનો આ માનવી ચૌદ કલાક સુધી અંગ્રેજી ધરતી પર ઉગતા શાહીવાદની ઘટનામાં પોતાના જીવતરનાં બુંદ રેડતો હતો ત્યારે આ બાળ–મજુર જ્યારે વખત મળે ત્યારે એક ચોપડીમાં નજર નાખી લેતો અને તેમાંથી જીવન ચૂસતો, ટકી રહેતો હતો. ઇ. સં. ૧૮૭૩માં એને મીશનરી સમાજમાં સ્વીકારવામાં આવ્યો. સ્ટેન્ડ ફોર્ડના ચર્ચની વ્યાસ-પીઠ પરથી ઉપદેશ આપવા, આ જુવાન પહેલીવાર ઇસાઇ ભાવિકો સામે ઉભો રહ્યો ત્યારે એના મનમાંથી બધા શબ્દો એકાએક ભૂલાઇ ગયા. અને એ એકજ વાક્ય બોલી ગયો, "ધર્મ જો જીવનનું વિજ્ઞાન ન બની શકે તો તે નિરૂપયોગી નિવડે અને જીવવાનું વિજ્ઞાન તો કહે છે કે માનવમાનવ વચ્ચે સમાન પ્રેમ...." પણ પછી એની મૂંઝવણ વધી પડી અને એ વ્યાસપીઠ ઉતરી ગયો અને ભાગી ગયો.

પછી ડેવીડ લીવીંગસ્ટન ૧૮૪૦ના અંતમાં આફ્રિકાના અંધારાખંડ તરફ ઉપડતા એક જહાજમાં બેઠો અને જીવનના ક્ષેત્ર પરના અંધકાર પર એક જ કિરણ નાખવા અધીરો બન્યો હોય તેવો ૨૭ વરસનો અંગ્રેજી દિકરો ચૂપચાપ આફ્રિકા જતા જહાજમાં ઉપડી ગયો.

પછી લીવીંગસ્ટન, જહાજના કેપ્ટન પાસે, રોજ ખગોળ શાસ્ત્રના પાઠ શિખતો હતો અને ખગોળ વિજ્ઞાનની રીતે અવલોકન કરવાનું ભણતો હતો. મહાસાગરની લાંબી સફર છેવટે પૂરી થઇ. આલ્ગોવા અખાતમાં જહાજ લંગરાયું. ત્યાંથી મીશનરી સમાજના થાણા પર કુરૂમાનમાં પહોંચવા લીવીંગસ્ટને, સાડા સાતસો માઇલની ગાડાની મુસાફરી શરૂ કરી.

પછી એણે અંધારા ખંડની અંદર ઉતરવાની પહેલી સફર ૧૮૪૧માં જ શરૂ કરી, અને બે વરસમાં બીજી બે સફરો પૂરી કરી. આ આરંભની સફરો પર એણે ભૂસ્તર, વનસ્પતિ અને સમાજ વિજ્ઞાન પર લાંબી નોંધ તૈયાર કરી.

ઇ. સ. ૧૮૪૪માં, કુરમાનના મીશનરી થાણામાં રહેતા, ડૉ. રોબર્ટની દિકરી મેરી સાથે લગ્ન કરીને કુરમાનથી બસો માઈલ દૂર માબોત્સા નામના ગામડા પર લીવીંગસ્ટને જાત-મહેનતથી પોતાનું ગરીબ ઘર બાંધી દીધું અને ત્યાં આફ્રિકાની વેરાન ધરતી પર માનવસેવાવાળો પોતાનો સંસાર શરૂ કર્યો. એણે વતનીઓનાં બાળકોને ભણાવવા માંડયાં, અને તેમને તેમની ધરતીની વધારે સારી ખેડ કરવાનું શિખવવા માંડયું.

પણ એને તો અગોચરનાં સ્વપ્ન આવતાં હતાં. જ્યાં કોઈ ગયું ન હોય ત્યાં એને જવું હતું. ત્યાં કોઈએ કહ્યું ન હોય તેવું કહેવાનું 'મિશન' એનું પોતાનું છે એમ એને લાગતું હતું. કાલાહારી રણ પર થઈને એટલે જ એણે સફર ખેડી હતી તથા રણ વેરાન પર થઈને એક નવું જ સરોવર શોધી કાઢયું હતું. એ સરોવર ઉપરાંત આફ્રિકાના નરનારીઓને એણે શોધી કાઢયાં હતાં તથા તેમના કાનમાં અંતરમાં ઉતરી જાય તેવો શબ્દ, લીવીંગસ્ટન બોલતો હતો કે, "ગુલામોનો વેપાર અમારી શરમ છે, હું ગોરોમાનવી પણ તેને ધિક્કારું છું."

એણે ઝામ્બેઝી નદી પહેલીવાર દીઠી અને એનું દિલ ઠર્યું. એણે માકોલોલોનાં કાળાં વતનીઓનાં ઉજળાં દિલને દેખ્યાં અને એ આ અંધારાખંડનો અનુરાગી બની ગયો.

એણે આ અનુરાગને આફ્રિકાની ધરતી પર ફેલાવવાનો નિશ્ચય કરીને જ પોતાની સ્ત્રી અને ચાર બાળકોને ઇંગ્લેડ મોકલી આપ્યાં હતાં તથા ૧૮૫૨ ના જુનમાં અંધારાખંડમાં ઊતરી જવા અને અજ્ઞાતને જ્ઞાત બનાવવા ઝંપલાવી દીધું.

આખી દુનિયાના અંતર પર લીવીંગસ્ટનના નામનો મધુર રણકો વાગ્યો. આફ્રિકાના અંધકારમાં પ્રકાશની પગદંડી કોતરાવા માંડી. ગુલામોનો વેપાર કરવા જ આવેલા ગોરા પશુઓના



પાદાઘાત નીચે કચડાતી આફ્રિકાની માનવતાએ પહેલીજવાર નવી જ જાતના ગોરામાનવીને દીઠો. એ પણ ઓછો સાહસિક નહોતો. કદાવર કાયા પરની મજબુત ખાંધનો હલકારો દેતો એ કહેતો હતો " પ્રકાશની શોધ અંધકારનો નાશ કરશે. "

આફ્રિકા ખંડનો આ દીવા જેવો દિકરો પાછો નીકળી ચૂક્યો. ઝાંબેઝીથી આગળ ને આગળ ઉતાવળો ચાલ્યો જતો એ "વીકટોરીઆ ફોલ્સ" પાસે આવી પહોંચ્યો. આ જળધોધનું ત્યારનું નામ મોસીઓઆટુનીયા [ધૂમગર્જન] હતું.

આ ધોધને નકશામાં નોંધી લઈને એણે વિકટ પથે પ્રયાણ કર્યું. કંદમૂળ અને મધનો જ ખોરાક ખાઈને આગળ વધતો એ કવીલીમેન પહોંચ્યો. ત્યાર પછી એણે ૧૮૫૬ માં ઈંગ્લેંડ જઈને બધા માનચાંદ ફગાવી દીધા તથા લંડનની

મીશનરી સોસાયટીમાંથી પણ રાજીનામું આપતાં પડકાર કર્યો કે,

"પ્રભુના સેવક તરીકે મેં જ્યાં જ્યાં પગ મૂકયો છે ત્યાં ત્યાં તેણે મારી દોરવણી કરી છે. "મીશનરી ફરજ" વિષેના મારા ખ્યાલો, બાઈબલને બગલમાં મારીને, તે બગલ બચ્ચાની ગોખણપટ્ટી કર્યા, કરાવ્યા કરવા જેટલા સંકુચિત નથી કારણ કે મેં ઘર બાંધનાર મજુર તરીકે, લુહાર અને સુથારની કોઢમાં શ્રમમાનવ તરીકે, તથા આજારોની સારવાર કરીને પ્રભુસેવા કરી છે. હું એજ સેવાને આફ્રિકાનાં માનવોમાં ઉતારવા માગુ છું અને દીવાના દેખાવ પાછળ અંધકારને સંતાડી રાખવા નથી માગતો."

"તો તો, એકલો જાને રે...." એવું કોઈ એના કાનમાં ગાતું હોય તેવો એને ભાસ થયો અને આફ્રિકાના ગહન અંધકારમાં, એ એકલો, ક્ષુદ્રલોભી માનવોની માયા છોડીને ગરકાવ થઈ ગયો.

લીવીંગસ્ટન આફ્રિકાની ધરતીનો માનવ બની ગયો. સાહસિક સફરોમાં આ પહેલી સફર, નવી જાતનાં સાહસોથી શોભી ઊઠી, પછી જીંદગીના છેલ્લા દિવસો હવે આવી પહોંચે છે એવી એને ખબર પડી ગઈ હતી. જીંદગીની સફર કાળની પગદંડી પર હવે છેલ્લા કદમ ભરતી હતી તેવી એને અંદરથી આગાહી થઈ ચૂકી હતી એટલે એ ઉતાવળો થયો. એણે ત્રીજીવાર આફ્રિકાની ધરતી પર પગ મૂકયો અને થોડાક વફાદાર સાથીઓના સંગમાં નાઈલ નદીનું મૂળ શોધવા ચાલી નીકળ્યો.

એની ત્રેપન વરસની વહી ગએલી જીંદગીમાં આફ્રિકા ખંડની રેખાએ પથરાઈ ગઇ હતી. એની જીંદગીના અનુભવોમાં આફ્રિકા એક મોટો અનુભવ બન્યો હતો. આફ્રિકા સાથેની મહોબ્બતમાં એની જીંદગી પર "વીકટોરીઆ ફોલ્સ" અને ન્યાસા સરોવર અમર બનીને કોતરાઈ ગયાં હતાં. પણ પ્રાચીન ઈજીપ્તની પવિત્ર મહાનદીનું મૂળ એના જીવનની ઝંખના બન્યું હતું. એ ઝંખના પાછળ એના જ જાતભાઈઓએ ક્ષુદ્રલોભની પિશાચલીલા જેવો ચાલુ કરેલો ગુલામોનો વેપાર હતો. એનું અનુરાગી દિલ આ ઘાતકી શરમ નીચે લોહી ઝરતું, આફ્રિકાની ધરતી પર રખડતું રઝળતું કહેવા માગતું હતું. "હું આ ધરતીનાં દિકરાદિકરીઓ પર પ્રેમ કરૂં છું અને ઝુરૂં છુ એ પ્રેમ અને પશ્ચાતાપ મારામાં ન હોય તો મારી બધી શોધો નિષ્ફળ છે. એના વડે જ જ્ઞાનનો કોઈ પણ પ્રકાશ સંસ્કારનું તેજ ધારણ કરી શકે છે."

કદાચ તેથી જ આ છેલ્લી સફરમાં એની સાથે કોઈ ગોરૂં માનવ આવ્યું નહીં. ગુલામોનો વેપાર ખેડતી ગોરી પાશવતાને બદલે એનો સથવારો આફ્રિકાની ધરતીનાં કાળાં માનવો બન્યાં. છત્રીસ કાળાં માનવોનો કાફલો લઈને લીવીંગસ્ટોન નીકળી પડયો. એનો રસ્તો રોકતાં અરણ્યો અભેદ દિવાલ બનીને ઉભાં હતાં. નિબિડ અરણ્યોમાં ભારે હવા અનેક બિમારીઓથી ભરેલી હતી. પણ એ જ ધરતીના છત્રીસ દિકરાઓના સાથમાં એ મરણને ભેદતો આગળ વધ્યો. ઝાંઝીબાર હવે ખૂબ પાછળ પડી ગયું હતું.

ગુલામોના વેપારીઓએ કોતરી કાઢેલી યાતનાઓના આકાર એના રસ્તાને કંપાવી મૂકતા હતા. એક ગામને પાદર



ઝાડ પરથી લટકતા એક સ્ત્રીના શરીરને દેખતા અને અનુકંપતા આ મુસાફરને આફ્રિકાની ધરતીનાં નરનારીઓ કહેતાં હતાં કે આ, સ્ત્રી બંધાઈ ગયા પછી પણ પોતાની ધરતીમાં પગ રોપીને ધમપછાડ કરવા માટે, એની આ દશા થઈ હતી. એણે જંગલને રસ્તે રસ્તે આવા તો અનેક જંગલી દેખાવો દેખ્યા. રઝળતાં બાળકો, લોહીના ખાબડામાં પડેલાં શરીરો, વિગેરે દેખતો અને સળગતા અંતરથી દાહ પામતો લીવીંગસ્ટન ન્યાસા સરોવરને કિનારે પહોંચતો હતો. એ સરોવર એણેજ શોધી કાઢયું હતું. પોતે અગાઉની સફરમાં શોધેલા આ સરોવરનાં પાણીમાં એણે થાક ઉતાર્યો. આખી ધરતી પર આ મહાન મુસાફરે ન્યાસાને જ પોતાનું ઘર માન્યું હતું. આજે પોતાના ઘરની હૂંફમાં એ નવી તાજગી માણતો હતો, અને સરોવરમાં રોજની જેમ એકવાર નાહીને પોતાના મુકામમાં પેસતો ચિંતામાં ગરકાવ થઇ જતો હતો. એના મુકામમાંની ઘણી વસ્તુઓ ચોરાઇ ગઇ હતી, અને એની દવાઓની પેટી પણ કોઈ ઉપાડી ગયું હતું. પણ બીજી જ પળે ઉદાસીન સ્મિત કરતો એ બબડયો, "ભગવાન આપે છે અને ભગવાન લઇ લે છે." પણ મોઆંબાથી નીકળ્યા પછી એને તાવ લાગુ થયો હતો હવે તાવ આવે તો તેની સામે ટકવાના સાધન જેવી દવાઓ જ ગુમ થઇ ગઈ હતી

એણે પોતાની નોંધમાં લખ્યું. "આજે જાણે મને દેહાંત દંડની શિક્ષા ફરમાવાઈ ચૂકી છે."

એ આગળ વધ્યો. અંધારા ખંડના, અંધારા મધ્યમાં ઉતરી પડીને એ બહારના જગતમાંથી જાણે લોપ પામી ગયો. ૧૮૬૯ ની આખરમાં એ ઉજીજીમાં ટાંગાન્યીકા સરોવરની પૂર્વમાં એક નવું સરોવર શોધી કાઢતો ઉજીજીમાં આગમ કરીને ૧૮૭૧ ના આરંભમાં ટાંગાન્યીકા સરોવરને ઓળંગી ગયો. અને લુઆલાબા નદી પરથી આગળ વધ્યો અહીં પણ ગુલામોના વેપારીઓએ આ ધરતી પર સંહારનાં ઘાતકી સ્વરૂપો ખડગદતાં ક્યાં હતાં. પાછો સંતાપ એના દિલને સળગાવતો હતો. એ લોહી ઝરતા દિલથી આ પૈશાચિકતા સામે લાંબી નોંધ લખતો હતો સુધરેલા યુરોપની સંસ્કારિતાને આ અરણ્યોથી વધારે હેવાન કહેતો પુણ્યપ્રકોપનો શાપ ઉચ્ચારતો હતો, અને નોંધ કરતો હતો. "દિલ તો ઝંખે છે કે આ ધન્ય ધરતીમાં જ હું શમાઈ જાઉં. જેને સંસ્કૃતિ કહેવાય છે, તેમાંની ગુલામોના વેપારવાળી દુનિયાને ફરી દેખું જ નહીં, તો કેવું સારૂં થાય!"



એવો યુરોપનો મહામાનવ ન્યુમોનીયાની બિમારીમાં પકડાયો અને ગુલામોનો વેપાર કરનારી સોનેરી ટોળકીઓએ આ પ્રદેશમાં, ગોરામાનવ સામે ઉભ-

રાચેલા પિંજર નીચે અચાનક મરણ પામી જવાને બદલે એણે ઉજીજી પાછા જઈને આરામ લેવાનું નક્કી કર્યું. કોઈ ગોરો માણસ, સારો માણસજ ન હોઈ શકે એમ ધારતા વતનીઓએ એના પર હલ્લા કર્યા. મોતનો મુકાબલો કરતો અને અજબ રીતે જીવતો રહી જતો લીવીંગસ્ટોન ત્રણ મહીને ઉજીજી પહોંચ્યો, અને થાકયોપાકયો મોતની રાહ જોતો, ગમે ત્યારે મરણને ભેટવાની ઈચ્છાપૂર્વક, દિવસો પસાર કરવા લાગ્યો.

પણ એક દિવસે ચમત્કાર જેવું બન્યું. મોતનીજ રાહ જોતા પડેલા લીવીંગસ્ટોનને મળવા મોત આવ્યું નહીં. એ દિવસે એના કાફલાનો સુસી નામનો આફ્રિકન દિકરો બૂમ પાડી ઉઠયો, "અંગ્રેજ! અંગ્રેજી માનવી અંગ્રેજી ગોરું માનવી, આવે છે! ઉજીજી-માં!" પથારીમાં બેઠો થતો લીવીંગસ્ટન માથું હલાવીને ના પાડતો હતો.



પણ ત્યાં તો એક મોટો કાફલો આવી પહોંચ્યો. અમેરિકાનો ધ્વજ ફરકાવતો, "ન્યુયોર્ક હેરોલ્ડ" નામના છાપાનો ખબરપત્રી એચ. એમ સ્ટેનલી, લીવીંગસ્ટનની ભાળ કાઢવા આવી પહોંચ્યો હતો. આફ્રિકાના અંધકારમાં અલોપ થઇ ગએલા લીવીંગસ્ટનનો પત્તો મેળવવા સુધરેલા જગતે સ્ટે-

નલીને રવાના કર્યો હતો. સ્ટેનલીનું કામ જીવતા લીવીંગસ્ટનનો પત્તો મેળવવાનું અથવા મરેલા લીવીંગસ્ટનનાં હાડકાં મેળવી લાવવાનું હતું.

અંધારા ખંડની ધરતી પર બે માનવોના મિલનનું હૃદયદ્રાવક ચિત્ર આલેખાયું. લીવીંગસ્ટન ઉઠયો, અને પોતાની



ઝૂંપડીની બહાર નીકળીને હાથ પહોળા કરીને સ્ટેનલીને ભેટયો, અને બોલ્યો, "હું છું ડૉ. લીવીંગસ્ટન !" અને તું સ્ટેનલી!"

"ભલે આવ્યો, સ્ટેનલી !" લીવીંગસ્ટનની નજરમાં નવુંજ તેજ ચળકી ઉઠયું. "નવાં આવેલાં સાધનો વડે હવે હું, નાઇલનું મૂળ દેખવાની મારી જીંદગીની ઝંખના લઇને, મારી અધૂરી સફર પૂરી કરવા આગળ વધી શકીશ."

"તમે પાછા નહીં ફરો !" સ્ટેનલી મમતાથી બોલ્યો.

"ક્યાં !"

"સંસ્કૃતિમાં !"

"જંગલમાંથી સંસ્કૃતિમાં ? " લીવીંગસ્ટને માથું હલાવીને ના પાડી. પછી સ્ટેનલી ચાર મહીના સુધી લીવીંગસ્ટન સાથે રહ્યો, અને છેવટે એણે લીવીંગસ્ટનની બધી નોંધો સાથે વિદાય લીધી. પાછો અંધારા ખંડનો અંધકાર આ પ્રકાશ જેવા માનવીની આસપાસ વિંટળાયો અને અંધ-

કારનાં પડ પર પ્રકાશની પગલી પાડતો લીવીંગસ્ટન દક્ષિણને રસ્તે આગળ વધ્યો. સરોવરો, નદીઓ, વરસાદ અને તાપને વટાવતો લીવીંગસ્ટન સેંકડો માઈલ પર આગળ વધ્યો. એના વિકટ રસ્તાઓ પરનાં વિતકો વધતાં જ ચાલ્યાં. વેરાન પ્રદેશ પર વરસાદ તૂટી પડયો. પોતાના સરદારને ડોળીમાં બેસાડીને એના સાથીદારોએ એની આજ્ઞા ઉપાડીને આગળને આગળ વધવા માંડયું. આફ્રિકાના માનવોએ આ મહામાનવને આત્મજ માની લીધો.

એપ્રિલના ૨૭મા દિવસે લીવીંગસ્ટને છેલ્લી નોંધ લખી, હવે આગળ ડગ ભરાય તેમ નથી. અમે મોલીલામોના કિનારા પર મુકામ નાખ્યો છે." પછી મોલીલામો નદીને પાર કરીને લીવીંગસ્ટન ચીતામ્બો ગામમાં પહોંચ્યો. ચીતામ્બોમાં એને માટે એક ઝૂંપડું



બંધાયું. આ ઝુંપડામાં એક નવીજ જાતનો ગોરોમાનવી સૂનો હતો. આખો જનપદ આ અદ્ભૂત માનવના ઝુંપડાની આસપાસ ભેગો થતો અંદરઅંદર વાત કરતો હતો. "અંદર એક ગોરૂં માનવ છે જે કદિ કોઈને ગુલામ બનાવેજ નહીં." મેની પહેલી તારીખે ચીતામ્બો જનપદનો આગેવાન ચીતામ્બો પોતે આવ્યો, પણ ૧૮૭૩ના, મે મહીનાના પહેલા દિવસે અંધારા ખંડ પર દિપક જેવો સળગી ઉઠેલો માનવી, જીવન વાટને છેલ્લી સંકોરતો હોય તેમ ગોઠણભર થયો અને બોલ્યો,

મારી ઘડિયાળ ક્યાં છે? એને ચાવી દેવી રહી ગઈ છે!" બોલતા મુસાફરે ગોઠણભર રહીને સમયને ચાવી દેવા માંડી. ચાવી દેતા થંભી જતા હાથ સાથે વાત કરતો હોય તેમ એ આખરી શબ્દ બોલતો હતો, "મારૂં શરીર લઇ જાવ તો, વેસ્ટમીનીસ્ટર એબીમાં પણ મને જંપ મળશે નહીં, એટલે એટલું કરજો કે, આ કાયાની અંદરથી હૃદયને કાઢી લઇને અહીંજ આ ધરતીની અંદર જ એને દફનાવજો....અહીંનાં અદનાં માનવો પર એને અનુરાગ છે." બોલતો એ ઘડિયાળને ટેકવી ન શક્યો.

હવે છેલ્લા શ્વાસ ભરતો છેલ્લી મુસાફરીએ વિદાય થતો એ કહેતો હતો, "સુસીને બોલાવો." સુસી આવ્યો. એણે સુસીને પોતાની અંતિમ ઇચ્છા ફરીથી સુપરત કરી, "આ ધરતીમાંજ મને જંપ વળશે, હું આ ધરતીનોજ એક ભાગ, બની રહું એવી મારી ઇચ્છા,...." બોલતા લીવીંગસ્ટને ડોક ફેરવી અને સુસી ચીસો પાડી ઉઠયો, "બવાના બવાના...."

બીજે દિવસે આફ્રિકાની ધરતીનાં પાંચ ગરીબ માનવોનું એક સ્મશાન સરઘસ નીકળ્યું. એમાં સુસી નામનો આફ્રિકન દિકરો ગમગીન બનીને પેલા ગોરા માનવીનું હૃદય ચીતાઓ ગામના પાદર પર દાટતો હતો અને કહેતો હતો, "બાપુ લીવીંગસ્ટનની જીંદગી આપણી માટીનો એક ભાગ બની ગઇ છે."

દશ મહીના પછી આ મહાન મુસાફરનાં હાડનું જતન કરીને સાતસો માઇલની સફર કરીને આફ્રિકાનાં વતનીઓએ તેને ઝંઝીબાર પહોંચાડયાં અને ત્યાંથી, લંડનમાં વેસ્ટમીનીસ્ટર એબીમાં તેનું વિધિસરનું દફન કરવામાં આવ્યું.

# ૨૨. દક્ષિણધ્રુવના બે ભેરૂબંધ





આમુન્ડસેન

સ્કોટ

ઇ. સ ૧૮૧૯ના જુલાઇમાં રશિયાના બાદશાહ અલેક-ઝાંડરે ફેબીયન–ગોટ્લીબ–ફોન–બેલીંગશોસેનની સરદારી નીચે, વોસ્ટોક અને મીરની નામનાં બે જહાજો તૈયાર કર્યા અને પોતાના જુવાન નાવિકને કહ્યુ કે, કેપ્ટન કુકે એન્ટારકટીકાની શોધ જ્યાંથી પડતી મૂકી છે ત્યાંથી તેને આગળ વધારવાની



છે. ઈ. સ. ૧૭૭૮માં જન્મેલા આ રૂસી નાવિકે, જહાજો હંકાર્યાં. પૃથ્વી પર પહેલીવાર એણે એન્ટારકટીક વર્તુળને ઓળંગ્યું અને એ પ્રદેશમાં પૃથ્વીની જે ઉંચાઈ પર કોઇ પહોંચ્યું નહોતું ત્યાં એણે સીમાસ્તંભ રોપ્યો.

પછી એની સાગર સફર ભયાનક ઝંઝાવાત નીચે હચમચી ઉઠી, અને એનાં જહાજો ભયાનક સાગરમાં ગબડના આઇસબર્ગ સાથે ઉત્તર તરફ ઘસડાયાં. બેલીંગશોસેને ઓસ્ટ્રેલીયાના સીડની બંદરે વિસામો લીધો અને પાછાં દક્ષિણ ધ્રુવ તરફ જહાજ હંકાર્યાં.

દક્ષિણ ધ્રુવનો આ પૂરોગામી કાફલો, ૧૮૨૧ ના જાન્યુઆરીની ૨૨ મી એ દૂર દક્ષિણમાં પહોંચ્યો અને



ત્યાંના ટાપુનું નામ પીટર ટાપુ પાડીને આ નાવિકે જાહેર કર્યું કે એન્ટારકટીક સર્કલમાં પણ ટાપુ છે પછી દક્ષિણ અમેરિકા નીચે દક્ષિણે, દક્ષિણ શેટલેન્ડ તરફ વહાણ આગળ વધ્યાં અને દક્ષિણ જ્યોરજીયા થઈને બેલીંગશોસેને એન્ટારકટીકાની પ્રદક્ષિણા પૂરી કરી.

બેલીંગશોસેને દાખવેલી પગદંડી પર દક્ષિણની સફરે, પછી તરત જ સર જેમ્સ કલાર્ક રોસ, ઈ. સ. ૧૮૪૧ ના



આરંભમા ઇરેબુસ અને ટેરર નામના બે જહાજો લઇને નીકળી પડયો પાચ દિવસની સફર પછી એ ખૂલ્લા દરિયામા આવી પહોચ્યો આ સમુદ્ર રોસ સમુદ્ર કહેવાયો અહીથી રોસ, પશ્ચિમ તરફ ઉપડયો અને વીક્ટોરીયા લેન્ડ શોધાયો ત્યાંથી પર્વત-કિનારે કિનારે પાંચસો માઇલ સુધી દક્ષિણમા હંકાર્યા પછી પેલો પર્વત કિનારો બે સળગતા જ્વાળામુખીઓ આગળ પૂરો થયો ત્યાથી



પૂર્વ તરફ આગળ વધીને રોસે પહેલીવાર માનવીની નજરને મુગ્ધ કરે તેવી હિમદિવાલ (ગ્રેટ બેરીઅર) દીઠી સમુદ્રની સપાટીથી બસો ફીટ ઉંચી, આ હિમદિવાલની છાયામાં રોસ ૩૫૦ માઇલ સુધી આગળ વધ્યો અને પછી પાછો ફરીને ટાસમ



નીયા પહોચ્યો ત્યારે રસ્તામાં દક્ષિણ ધ્રુવથી એકસોને સાઠ ઇમાલના અંતર આગળથી જ એ પસાર થયા

છે. ઈ. સ. ૧૭૭૮માં જન્મેલા આ રૂસી નાવિકે, જહાજો હંકાર્યાં. પૃથ્વી પર પહેલીવાર એણે એન્ટારકટીક વર્તુળને ઓળંગ્યું અને એ પ્રદેશમાં પૃથ્વીની જે ઉંચાઈ પર કોઈ પહોંચ્યું નહોતું ત્યાં એણે સીમાસ્તંભ રોપ્યો.

પછી એની સાગર સફર ભયાનક ઝંઝાવાત નીચે હચમચી ઉઠી, અને એનાં જહાજો ભયાનક સાગરમાં ગબડતા આઇસબર્ગ સાથે ઉત્તર તરફ ઘસડાયાં. બેલીંગશોસેને ઓસ્ટ્રેલીયાના સીડની બંદરે વિસામો લીધો અને પાછાં દક્ષિણ ધ્રુવ તરફ જહાજ હંકાર્યાં.

દક્ષિણ ધ્રુવનો આ પૂરોગામી કાફલો, ૧૮૨૧ ના જાન્યુઆરીની ૨૨ મી એ દૂર દક્ષિણમાં પહોંચ્યો અને



ત્યાંના ટાપુનું નામ પીટર ટાપુ પાડીને આ નાવિકે જાહેર કર્યું કે એન્ટારકટીક સર્કલમાં પણ ટાપુ છે. પછી દક્ષિણ અમેરિકા નીચે દક્ષિણે, દક્ષિણ શેટલેન્ડ તરફ વહાણ આગળ વધ્યાં અને દક્ષિણ જ્યોરજીયા થઈને બેલીંગશોસેને એન્ટારકટીકાની પ્રદક્ષિણા પૂરી કરી.

બેલીંગશોસેને દાખવેલી પગદંડી પર દક્ષિણની સફરે, પછી તરત જ સર જેમ્સ કલાર્ક રોસ, ઈ. સ. ૧૮૪૧ ના

ઉભું હતું. ત્યાં તેમણે પોતાના રાષ્ટ્રની વિજયપતાકા રોપી હતી આ પતાકા નીચે નોરવેનો રોઆલ્ડ, આમુન્ડસેન ઉભો હતો. એની વય ઓગણચાલીસ વરસની જ હતી નોરવેના દક્ષિણ પૂર્વ વિભાગમાં એ જન્મ્યો હતો. વૈદાનો અભ્યાસ કર્યા પછી, ડોકટર બનવાને બદલે એ ઉત્તરધ્રુવ તરફ ઉપડી ગયો અને ત્યાંથી પાછા ફર્યા પછી એણે દક્ષિણ ધ્રુવ પર દોટ દીધી.

આજે એણે દક્ષિણ ધ્રુવ પર નોરવેની વિજયપતાકા ફરકાવી હતી. બે ઓફ વ્હેલ્સના વિકરાળ રસ્તેથી એ અહીં આવી પહોંચ્યો હતો બે ઓફ વ્હેલ્સમાં પોતાના ફ્રામ નામના જહાજને લાંગરીને એણે દક્ષિણ ધ્રુવ પર ચઢાઈ કરી હતી. આ અદ્‌ભૂત સાહસમાં એના પાંચ સાથીદારો હતા અને બાવન કુતરાઓ હતા.



આ કાફલાએ પાંચસો માઈલની બરફની દુનિયા પર દોટ દીધી. ડિસેંબરના ૧૪મા દિવસે અનેક વિતકોને ટપી જઈને દક્ષિણ ધ્રુવ પર એણે પહેલો માનવ કદમ રોપી દીધો

ઈ. સ. ૧૯૧૧ના આખર મહીનાનો એ દક્ષિણ ધ્રુવનો દિવસ ભવ્ય બન્યો. નોરવેનો વિજય ત્યારે માનવતાનો શોધક વિજય બન્યો. આ વિજયનું ઉદ્‌ઘાટન પાંચ નોરવેજીઅન દિકરાઓએ કર્યું આખા નોરવે રાષ્ટ્ર વતી રાષ્ટ્રપતાકા રોપતો

તેમનો આગેવાન આમુન્ડસેન, અભિનંદન બોલ્યો. પૃથ્વીના માથા પર પહેલીવાર માનવસંસ્કાર રોપાયા ધરતીની ટોચ પહેલીવાર માનવી ઉભા અને ખુશખુશાલ ઉડી ત્યાં જે કંઈ જડ્યું તેના પર આ પાંચે જણે માનવ શબ્દો લખ્યા, ' દક્ષિણ ધ્રુવ ૧૯૧૧, ડિસેમ્બર ૧૪" અને ઉત્તરધ્રુવ પાની તે નામે, હોકવી મૂકતા નોર્વેજીઅન દિકરાઓએ ત્યાં રાત વાસો કર્યો

ઉત્તરધ્રુવની વિદાય લેતા પહેલા, પોતાના તંબુમાં આમુન્ડસેને એક પત્ર લખીને સાચવીને મૂકયો.

એ પત્રમાં એણે લખ્યું હતું કે, "વ્હાલા કેપ્ટન સ્કોટ,, આ ઉત્તરધ્રુવ પર, અમારા પછી સૌથી પહેલા આવનાર તમે અંગ્રેજ બાંધવો હશો કદાચ તમે આવી પહોંચતા હશો તમે આ તંબૂમાં આવો તો અમારા તમને આવકાર છે આ તંબુમાં અમે જે ચીજો છોડી જઈએ છીએ તેનો તમે ઉપયોગ કરશો તો અમને ખૂબ આનંદ થશે તમે અહીં આવી પહોંચો, ત્યારપછી પાછા વતન પહોંચવાની તમારી સલામતી ઇચ્છીએ છીએ "

" તમારો, રોઆલ્ડ આમુન્ડસેન "

કોણ હતો આ કેપ્ટન સ્કોટ ! જે કેપ્ટન સ્કોટને ઉત્તર ધ્રુવ પર પોતાના પછી આવનાર કહીને આમુન્ડસેન અભિનન્દન આપતો હતો

એકવાર સર સ્લીમેન્ટસને ત્યાં અપાયેલા એક ખાણામાં અંગ્રેજી નૌકાખાતામાં કામ કરતો એક અઢાર વરસનો

જુવાન નાવિક પણ આવ્યો હતો. આ નવજુવાન આટલી નાની ઉંમરમાંજ "એમ્પ્રેસ ઓફ ઈન્ડીયા" નામના જહાજનો "ટારપેરા લેફ્ટેન્ટ" હતો.

આ જુવાન ઈ. સ. ૧૮૬૮ના જુનની છઠ્ઠીએ ડેવોન-પોર્ટમાં જન્મ્યો હતો. એનું નામ રોબર્ટ ફેકન સ્કોટ હતું. અને તેર વરસની ઉંમરે જ બ્રિટાનીયા જહાજમાં એક નાવિકની નોકરી પર એ લાગી ગયો હતો.

"દુબળા ઘોડા પર શ્વાર થએલા, અને ભૂખે મરતા શિકારી કુતરાઓના રસાલાવાળા, ખખડી ગએલા ટેંટાઓ જેવા, કિસાનોનાં લોહી ચૂસતા અને કર ઉઘરાવતા, તથા વા સાથે વઢી પડતા અને તલવાર ખખડાવતા છતાં પોતાને નાગરિકો માનતા", વોલ્ટર સ્કોટે રસુજી રીતે વર્ણવેલા, બાપદાદાઓનો સ્કોટ વારસદાર હતો. પણ હવે આ વારસો પલટો લેતો હતો અને અંગ્રેજી ધરતી પરના જુવાન સાહસિકો-ના ઘરમાં થનગનતા પ્રાણના ઘોડા, અજ્ઞાત સાગરનો પરિચય પામવા જહાજ પર ચઢીને ચાલી નીકળતા હતા. તેમાં આ સ્કોટ નામનો અંગ્રેજ દિકરો આગેવાન બન્યો. એને દક્ષિણ ધ્રુવનો પ્રશાંત પ્રદેશ કોલાહલ કરતો, પોતાની પાસે બોલાવતો હતો. એને બેલીંગશોસેન અને રોસનાં સ્વપ્નો આવતાં હતાં.

બેલીંગશોસેન અને રોસે, દક્ષિણ ધ્રુવ પાસે જ્યાં કોઈ પહોંચ્યું નહોતું ત્યાં પહોંચીને, આ ધ્રુવ પર પહોંચવાની કેડી બતાવી આપી હતી. આ બંને સાહસિક શોધકોએ પૃથ્વીના અજ્ઞાતને ઓળખવાનાં કમાડ ખોલ્યાં

હતાં. આ બંનેએ હાકલ કરીને કહ્યું હતું કે, અજ્ઞાતને ઓળખવાનો માનવીનો અનુરાગ, સુવર્ણ લુંટવાના શિકાર તરફના પ્રેમ કરતાં પણ અદકો છે અને તે માનવીના દિલમાં સાહસની ભરતી ચઢાવે છે.

ત્યારપછી ૧૯૧૨ ના જાન્યુઆરીના ૧૭ મા દિવસે જ આ ધરતીની ટોચ પર પોતાના સાથીદારો સાથે કેપ્ટન રોબર્ટ ફાલ્કન સ્કોટ આવી ઉભો. ૧૯૧૧ ના નવેંબરની ત્રીજી તારીખે એની ટુકડીએ "કેપ ઇવાન્સ" છોડીને ઉત્તર ધ્રુવ પર કદમ ઉપાડયો હતો. જાન્યુઆરીના ત્રીજા દિવસે આ મહામાનવો ઉત્તરધ્રુવથી એકસો પીસ્તાલીસ માઈલ દૂર હતા. પોતાના જહાજ "ટેરા–નેવાને", કેપ ઇવાન્સમાં લાંગરીને એ અહીં આવી પહોંચ્યો હતો. આપણી પૃથ્વીનો આ ઉત્તર છેડો, ઓસ્ટ્રેલિયાની દક્ષિણે "એન્ટારકીટક સરકલ"ને નામે જાણીતો છે. આ વિભાગ આખા યુરોપ-



ખંડ જેટલો વિશાળ છે. પૃથ્વી પરનો આ દક્ષિણ છેડો બરફનું સામ્રાજ્ય છે તથા બરફનું આ મહાન સામ્રાજ્ય મહાસાગરમાં વહેનારા મોટા હિમદ્વીપો વડે અને મોટી હિમ દિવાલો વડે રક્ષાયલું છે. આ છેડા પરના હિમસાગરના હિમ કિનારાઓ પર ભયાનક એવા ઝંઝાવાત વાય છે તથા

આ ઝંઝાવાતના વિકરાળ નિવાસસ્થાન હોય તેવા મોટા બરફના પર્વતો, બરફની કરાડો અને બરફની સરિતાઓ, પોતાની શોધ કરવા આવતા ગમે તેવા વજ્રકાય મુસાફરોને પણ જીવતા પાછા જવા દેતાં નથી હોતાં. ઇક્વેટરની દક્ષિણે આવેલા આ ગજબનાક પ્રદેશ પર ચાર મહિનાની રાત અને ચાર મહિના એક ધારો દિવસ પ્રકાશતો હોય છે.



પણ સંશોધક માનવની સંસ્કાર તાકાત મોતથી ક્યાં ડરતી હોય છે? અજ્ઞાતને જ્ઞાત બનાવવા નીકળનાર વૈજ્ઞાનિક માનવોના કદમને કોણ રૂકાવટ અટકાવી શકતી હોય છે? પૃથ્વી પરના અનંત પડેલા આ હિમયુગમાં પેસીને યુરોપના ઉત્થાનયુગ પછીના ઐતિહાસિક માનવે વિજ્ઞાનની ગદાથી આ વિકરાળ નિર્જનતાનાં કમાડ ઠોકવા માંડ્યાં. આ કમાડ પર પહેલો ટકોરો લગાવનાર, કેપ્ટન સ્કૉટ ઈ. સ. ૧૯૦૧માં ઉત્તર ધ્રુવને કોલ દઈને પાછો ગયો હતો. એણે કહ્યું હતું કે, આજે ભલે જાઉં છું પણ પાર પામવા હું પાછો એક દિવસ આવી પહોંચીશ. પોતાની એ સફરની લંબાણ નોંધ એણે લખી નાખી હતી.

એ દિવસ આવી પહોંચ્યો હતો. અંગ્રેજી રોયલ નૌકા-



આતાનો કેપ્ટન સ્કોટ ઉપડી ચૂકયો હતો. એ જ અરસામાં નોરવેનો આમુન્ડસેન પણ નીકળી ચૂકયો. બન્ને મહામાનવો, મોતને પડકાર આપતા નીકળ્યા. કેપ્ટન સ્કોટને આપવાનો આમુન્ડસેનનો સંદેશો ઓસ્ટ્રેલીયાના કિનારા પર સુપ્રત થયો હતો. એ સંદેશામાં લખ્યું હતું કે "હું ય નીકળી ચૂકયો છું, પણ હું, "બે ઓફ વ્હેલ્સ"માં થઈને ઉત્તર ધ્રુવ પર ચઢું છું. આપણી ઉભયની સફર સફળ હો!"

કેપ્ટન સ્કોટે ન્યુઝીલેન્ડના બંદરે ટેરાનોવા, નામના જહાજને ફરીવાર સજ્જ કરીને ૧૯૧૧ ના નવેંબરની ૨૬ મીએ કિનારો છોડયો.

ટેરાનોવાના શઢ તોફાની સાગરમાં ખેંચાયા. એન્ટાર-કીટક ખંડ તરફ સાગર જહાજ જાણે ઉડતું ચાલ્યું. રસ્તામાં રખડતા હિમદ્વીપોની ટુકડીઓને ટક્કર આપતું અંગ્રેજી સાગરપંખી અજ્ઞાતને પડકાર કરતું આગળ વધ્યું. હિમદ્વીપ પર બેઠેલાં માછલાંઓ, ઠેકડા મારતાં પક્ષીઓ, અંદરઅંદર વાતો કરતાં પેંગવીનો આ જહાજને કોઈ સાગરપંખી

ધારતાં કિલ્લોલ કરતાં ઉડતાં, " આવો, આવો, ભલે આવો " નાં ગીતડાં ગાઈ પડયાં. આ હિમદેશ પરનાં આનંદી વતનીઓ,



બીક કે ભયનું નામ નિશાન નહીં જાણતાં હોવાથી આવકારનાં ગૂંજન ગાતાં ટોળાંબંધ આવી પહોચ્યાં પછી ટેરાનોવા બરફથી ઢંકાયલા કિનારા પર લંગરાયું અને પેલા મહાન મુસાફરોએ પોતાનાં તમામ વૈજ્ઞાનિક સાધનો, ખચ્ચરો, કુતરાઓ, એક આફ્રિકન મુસાફર જેને આ ગોરા મુસાફરોએ "નીગર" કહીને ગુલામ બનાવીને સાથે લીધો હતો તે, તથા એક ખિલાડી સાથે અગોચરની યાત્રા આરંભી

આ બધા કાફલાને થોડેક દૂર રાખીને દક્ષિણ ધ્રુવ પર વિજયથંભ રોપવાનું માન પામવાને લાયક મનાયલી ટુકડી પાંચ જણની નક્કી થઈ આ પાંચનો સરદાર કેપ્ટન સ્કોટ હતો તથા બીજા ચાર સાથીદારો, ડૉ વીલસન, કેપ્ટન ઓટસ, લેફટેનન્ટ બાવર્સ તથા સીમેન ઇવાન્સ નામના હતા.

પૃથ્વી પરની સફરોમાં કપરી એવી આ સફર પાંચની ટૂકડીએ શરૂ કરી. એક પછી બીજું વિકરાળ વિઘ્ન વટાવતા.



સંકટોના રસ્તા પર આ મહાન મુસાફરોની પગદંડી પડી. આકાશ વાદળાંથી છવાયું. બરફના ધોધમાર તૂટી પડયા. ઝંઝાવાત જીવલેણ બનીને ફૂંકાવા માંડયા. ટટ્ટુઓ મરણ પામ્યાં. છેવટના સાથીદાર જેવા કુતરાઓ સાથે તંબુઓ ઠોકતા, વિસામો લેતા આ મહાન મુસાફરો મહાન હિમદિવાલ ઓળંગી ગયા.

પણ હવે દક્ષિણ ધ્રુવનો ટોચ પ્રદેશ હાથવેંતમાં હતો. હાથવેંતમાં જ હિમકુદરત આ શોધકો પર જીવલેણ બનીને તૂટી પડી હતી. મોત સાથે મસ્તી ખેલતો માનવ-ખેલાડી આગળ વધ્યો. મોત પાછળ હટીને સંતાઈ બેઠું. ૧૯૧૨ના જાન્યુઆરીના સત્તરમા દિવસે દક્ષિણ ધ્રુવ પ્રદેશને સર કરીને તેના પર યુનિયન જેક રોપીને અંગ્રેજી રાષ્ટ્રનું વિજયગીત ગાવાની મુરાદવાળા કેપ્ટન સ્કોટ અને તેના સાથીદારોના ચહેરા એક પળવાર લેવાઈ ગયા. દૂરથી તેમણે નોરવેનો ઝંડો ઉડતો દેખ્યો. જ્યાં યુનીયન જેક સૌથી પહેલો રોપવાની કેપ્ટન સ્કોટની નેમ હતી ત્યાં નોરવેનું નિશાન ફરકી રહ્યું હતું.

નિરાશ બનેલા અંગ્રેજી મુસાફરોએ નોરવેની બાજુએ અંગ્રેજી ઝંડો રોપ્યો. અને દક્ષિણ ધ્રુવને સર કરવામાં પોતાનો નંબર બીજો છે તેવી કબુલાત કરીને થાકયા-પાકયા, આ મહાન મુસાફરો દક્ષિણ ધ્રુવને નમન કરીને પછા



ઘેર પહોંચવા નીકળ્યા

પણ એમના દરેક પગલાને પડકાર કરતું હિમરૂપ ધરેલું અને ઝંઝાવાત બનેલું મોત હવે ભયંકર બની ચૂકયું હતું. વીલસનનો પગ ઘવાઇ ગયો હતો કેપ્ટન સ્કોટનો ખભો ઈજા પામ્યો હતો. જીંદગીને ઘસડીને જીવતરના છેલ્લા કદમો ભરતા હોય તેવા અંગ્રેજી દિકરાઓ મરવા પડેલા ઇવાન્સની હિમ પથારીની આસપાસ ઉભા હતા ઇવન્સ આ ભેરૂબંધોની વિદાય લઈને હિમ પ્રદેશ પર શમી ગયો હતો. પછી પોતે આગળ ચાલી શકે તેમ નથી એમ નકકી કરીને કેપ્ટન ઓટસ પોતના માથીઓ જાણે નહીં તેમ, મધરાતે મેતને શરણે જવા તંબુ છોડીને નીકળી ગયો હતો

દક્ષિણ ધ્રુવના આ અમર દિકગઓનો આગેવાન સ્કોટ પોતાની નોંધપોથીમા લખતો હતો, "અમે મના કર્યા છતા અમારો વીર સાથી ઓટસ ઝંઝાવાત પર આક્રમણ કરતો



અમને ત્યજી ગયો છે અમને એનો દિગા દાખવી છે અમે સૌ ટુંક સમયમાં એ તોફાન પંખીની જેમ ઝઝ વાતમાં જ પી જવાની આશા ગણીએ છીએ '

હાને ન ખે તેવા પવનના સપટા નીચે ઝૂઝતા મગરૂર માનવો ભૂખથી થભી જતા પગ ટેકવતા, પોતાના ખોરકના તંબુઓથી આઠ માઇલ દૂર અટકી ગયા ઓવર્સ અને વીલસન પોતાની સુવાની કોથળીઓમા નહી ઉઠવાનો નિશ્ચય કરીને સુઇ ગયા કેપ્ટન સ્કોટે ધરતી પરના આ સંસ્કારશૂન્ય વેરાન પર છેલ્લી ને ધમા માનવપ્રાણના પરિપાક જેવા સંસ્કાર અક્ષરો કોતર્યા, " અમારી મુસાફ્રીનો અહી અંત આવે છે "

# ૨૩. ઉત્તરધ્રુવ પરનો લાલ તારક

રૂસ દેશના ઝારણાદશાહના સમયમાં જ્યારે બેરીંગે બેરીંગ સમુદ્રધૂની શોધી કાઢી ત્યારે, રૂસ દેશની ઉત્તર સરહદે પડેલા સાઈબીરીયન પ્રદેશ પર નહીં ભેદાયલાં એવાં અરણ્યો હતાં અને નહીં શોધાયલા એવા પર્વતો, ઉજ્જડ વેરાનો તથા નહીં પાર પમાયલી નદીઓ વહેતી હતી. આ બધાની પેલે પાર અજ્ઞાતનું નિબિડ આવરણ ઓઢીને સૈકાઓથી અણજાણ પડેલો ટાયગા પ્રદેશ પડયો હતો.

પછી ૧૯૨૬ માં સોવીયટ સરકારે સરજી ઓબ્રુશેવની આગેવાની નીચે પહેલો સફરી કાફલો રવાના કર્યો અને તેણે એક હજાર કીલોમીટર લાંબી અને ત્રણસો કીલોમીટર પહોળી પથરાયલી તથા ત્રણ હજાર મીટર ઉંચી વધેલી પર્વતમાળ શોધી કાઢી તથા એ પર્વતમાળાને કોચીને વહેતી, કોલીમા તથા ઇન્ડીગીરકા નદીઓનો પત્તો મેળવીને રૂસ દેશના નવા નકશાઓ દોરવા માંડયા.

આ પર્વતમાળનું નામ ચરસ્કી પર્વતમાળ પડયું કારણકે એ નામવાળા એક વૈજ્ઞાનિકને રશિયાના જૂના સમયના

આરે તેની સ્ત્રી સાથે ત્યાં દેશનિકાલ કર્યો હતો અને ભોગોલિક શોધખોળો કરનાર એ વૈજ્ઞાનિક, આ પર્વતમાળના પડછાયામાં પોતાની પત્નીના ખોળામાં માથું મૂકીને વિશાળ દુનિયાની કલ્પના કરતો મરણ પામ્યો હતો. પણ સોવીયટ રૂસના ઉત્તર સિમાડાની પર્વતમાળાનું નામ ધારણ કરનાર રૂસી વૈજ્ઞાનિક ફરીવાર જીવતો બન્યો. સોવીયટ રૂસના નવા નકશાએ, આર્કટિક પર, ઉત્તરધ્રુવ પર પહોંચવા માટેનો વૈજ્ઞાનિક સાધનોથી સજ્જ એવો કદમ ઉપાડયો. એ કદમને આજ સુધી આર્કટિક મહાસાગરના અજ્ઞાત કિનારા પર ઉંચી વધેલી બરફની કિલ્લેબંધીવાળી હિમ દિવાલોએ ખાળી રાખ્યો હતો.

ઈ. સ. ૧૯૩૦માં આ કિલ્લેબંધીને ભેદીને આગળ વધનારો કાફલો આઇસ બ્રેકર લઇને નીકળી પડયો. ઉત્તર ધ્રુવ પરની પહેલી કિલ્લેબંધી ભેદાઇ અને એક અજ્ઞાત ટાપુ પર શોધકો પહોંચ્યા. આ ટાપુનું નામ ઊમરની ગડયું. આ ટાપુ પર જ શિયાળાની ભયાનકતાનો જાત અનુભવ કરીને વૈજ્ઞાનિક હેવાલ તૈયાર કરવા સોવીયટ જીવનપ્રથાવાળા ચાર મુસાફરો શિયાળો ગાળવા રહ્યા. તેમણે આ આખા પ્રદેશ પર સફરો કર્યા કરી અને જાહેર કર્યું કે, હોલેન્ડ દેશ જેટલા મોટા વિસ્તારવાળો આ પ્રદેશ એક "આર-ચીપીલેગો" છે. તેમણે આ પ્રદેશનું નામ "સવેરનાયા ઝેમલીયા" પાડયું. શ્વાન ગાડીઓમાં આ પ્રદેશ પર બે વરસ સુધી રૂસી સહસિકોએ સફર કર્યા કરી તથા આ નવા પ્રદેશ પરના ભયાનક ઝંઝાવાતોથી માંડીને બધી વિગતોની નોંધ તેમણે તૈયાર કરી.

ઈ સ ૧૯૩૦ની આ સફરો પહેલાં, પ્રોફેસર વીઝી નામના એક સોવીયટ વૈજ્ઞાનિકે, પોતાના અભ્યાસગૃહમાં બેઠા બેઠા, આર્કટિકમા ગએલા એક સફરી જહાજની ગતિમાં થએલા ફેરફાર તથા મહાસાગરના ત્યાના પ્રવાહોની ગતિના આકડા ગોઠવીને ક્યાક એક ટાપુ ઉત્તરધ્રુવ તરફના મહા સાગરમા હોવો જોઇએ એવી કલ્પના કરી હતી ઈ સ ૧૯૩૦ની સફરે આ કલ્પનાદ્વિપને શોધી કાઢીને તેનું વીઝીદ્વીપ એવુ નામ આપીને પ્રોફેસર વીઝીને સાચો પૂરવાર કર્યો

ઈ સ ૧૯૩૨મા સીબીરીયાકોવ નામનુ "આઇસ બ્રેકર" આરચેન્જલથી વ્લાડીવોસ્ટોક બ દરે પહોચવા નીકળ્યું રસ્તામા શિયાળામા સમુદ્ર ઠરવા લાગ્યો પણ દારૂગોળાથી બરફ તોડતું આઇસબ્રેકર જહાજ આગળ વધ્યું અને પાસિફિક મહાસાગરમા પહોચી ગયું

સીબીરીયાકોવે પાડેલા ચીલા પર ચેલ્યુસકીન જહાજ બીજેજ વરસે ઉપડ્યું આ જહાજને બેરીગ સમુદ્રધૂનીમા બરફની જમાવટે ઝડપી લીધુ અને બરફના તરતા પહાડો, એને ગિરફતાર કરીને ચુકોટસ્ક સમુદ્રમા ઘસડી ગય પછી ત્યા લઇ જઇને આ ચેલ્યુસકીનને તરતા પહાડોએ કચડી નાખ્યું બોરીસ મેગીન્યેવીચ નામનો ચેલ્યુસકીનનો ક્વાર્ટર માસ્ટર પોતાના જહાજની કાયા સાથે જહાજમય બની ગયો

મોત સાથે મસ્તી ખેલવા નીકળેલા બ કીના સોવીયેટ સફરી માનવોને એક મોટા બરફના તરતા ટાપુ પર ઉતરી

જવાનો આદેશ આપનો, સફરી વૈજ્ઞાનિક સ્મીટ, ઉત્તરધ્રુવ પર શાંત, પ્રખર અને પ્રબળ નજર સ્થાપનો સૌથી છેલ્લો, તરતા હિમટાપુ પર ઉતર્યો. રોબીનસન ક્રુઝોના કલ્પના વિતક કરતા હજારોગણું મહાન વિતક આ હિમદ્વીપ પર પૃથ્વી પરની હજારો વરસની શાંતિ ચિરતું કોતરાયું.

હિમદ્વીપ પર ગજબનાક માનવોનો સોવીયટ સફરી સંસાર જીવવ.ની સાધનસામગ્રી અને વૈજ્ઞાનિક સાજ લઈને સ્મીટ ઉતરી પડયો. ત્યાં સફરી નારીઓ અને બાળકોનું પહેલું આશ્રય સ્થાન ઉભું થયું. પછી વાયરલેસ સ્ટેશન બનેલા એક તંબુમાંથી ક્રેકેલે ટ્રાન્સમીટરને મરડવા માંડયું. ભયાનક અંધકાર અને તેથી વધારે ભયાનક ઝંઝાવાતના ચિત્કારને ચીરીને ક્રેકેલે માનવ જગત પર અવાજ મોકલ્યા કર્યો. છેવટે જવાબ સંભળાયો, "હું વેલેન છું. બોલો, બોલો, બિરદર!"



ગોરા સ્મીટ

"ચેલ્યુસકીન કચરાઈ ગયું છે. ક્વાર્ટર માસ્ટર બોરીસ સિવાય સો જણ એક તરતા હિમટાપુ પર ઉતર્યા છે. ઉત્તર


વસીલી મોલોકોવ

તરફ અમારૂ તરતું હિમ જહાજ ઘસડાય છે અમે અમારા એવા ઘર પર વિમાન ઉતરવાનું મેદાન બનાવવા માંડયા છીએ અમારી સફરી ટુકડીના આપણા વૈજ્ઞાનિક સ્મીટ લાલ સલામી પાઠવે છે ”

તરતા હિમગાર્ડ પર સોવીયેટ માનવતાએ સેંકડે ટન બરફના બોજ આઘા કરીને એરોડ્રોમ બનાવવા માડયો બીજી તરફ રૂસદેશ પરની સાહસિક માનવતાએ નિપજાવેલા વિમાનવાહકોએ જીવનું જોખમ ખેડીને ચેલુસકીનના જીવતા માનવ કલેવરને બચાવવા ઉત્તર પર ઉડી જવાની પડાપડી કરી આ ગજગનાદ સાહસ કરવાનું માન આનાનાવો, લ્યાપીડેસ્કી, વાસીલી–મોલોકોવ, સીજીસમુન્ડ લેવાનેસ્કી, માવરીકી–સ્લેપનેવ, નીકોલાઈ કમેનીન, માઈકેલ વેદોપ્યાનોવ તથા ઇવાનડોરોનીનને મળ્યુ

વિશ્વ ઇતિહાસમા અદ્ભૂત અને અમર આલેખાઇ ગયેલુ આ માનવસાહસ સ્મીટની છાવણી બનેલા તરતા હિમદ્વીપ પર ખેલાયુ હિમદ્વીપ પર સોવીયટ જીવનના વિજ્ઞાનની વિજયી પતાકા ઉડયા કરી ત્રણ મહીના સુધી ભયાનક

સાહસભર્યા ઉડ્ડયન કરીને એપ્રીલની ૧૫મી સુધી પેલા હિમદ્વીપ પરથી સોવિયટ વિમાનોએ કાફલાને ઉઠાવ્યા કર્યો

"સૌથી છેલ્લો હું" એ ડીગરી જેટલા તાવથી ધીખતો સોવીયટ રૂસનો વૈજ્ઞાનિક મહાન સરદાર સ્મીટ પોતાના આસીસ્ટંટને કહેતો હતો

"પણ હવે તો દશજ જવું બાકી છે"

"મારો નંબર ૧૧મો લખો" ગમે ત્યારે કકરો પાડીને દરીઆ જળને ગળી જવાના બધા ચિન્હ દાખવતા હિમદ્વીપ પર પેલો સરદાર, સહકારનો કાનુન, પોતાના પ્રેમાળ આસિસ્ટંટને સમજાવતો હતો

"પણ મારી પાસે ફરમાન છે, હું તેનો અમલ કરીશ" બોગ્રેવ, સ્મીટ પર ગુસ્સો કરતો કહેતો હતો

"કોનું ફરમાન! કેવો અમલ!"

"સ્તાલીનનું પોતાનું ફરમાન છે કે તમને, પકડીને બળજબરીથી વિમાનમાં પૂરી દેવા આજે એપ્રિલનો ૧૦મો દિવસ છે એ ફરમાનનો અમલ કરનાર, મારી પાસે આજથી આપની સરદારી છે"

એટલે સ્મીટ માન્યો

અને એપ્રિલના ૧૪મા દિવસે ચેલ્યુસ્કીનની અમર પતાકાને હિમદ્વીપ પર ફરકતી નાખતા બે રખવાળોએ વિમાનમાં પેસતા પહેલા સંદેશો મોકલ્યો, "હું વાયરલેસ ઓપરેટર ક્રેન્કલ, તથા બોગ્રેવ CQ કીએ છીએ...હિમદ્વીપ પર લાલ તારાવાળો ઝંડો ફરકે છે"

પછી તરત જ લીડરે જહાજ પર લાલના ફરકાવ્યો ઝંડો ફરકો ઉડ્યો Cનનવર પર એન્જવતા બાર પર જહાજ વા લીડરે નોંધી પડ્યુ, અને લાડીનો-ટોકથી



ઉત્તરને રસ્તે એ જહાજ, મુર્માસ્ક પહોંચ્યું. પછી એક પાછળ બીજાં એવાં ઘણાં જહાજો પશ્ચિમથી નીકળીને ઉત્તરનો સાગરમાર્ગ ખેડીને પૂર્વમાં પાછાં આવી પહોંચ્યાં. એ ઘાટ પરની સફર માટે ખાસ જહાજો બંધાયાં અને દીવાદાંડીઓ ચણાઈ અને આ રસ્તા પરના હવામાનની બધી વિગતો નક્કી થઇ ગઈ.

ત્યારે ૧૯૩૭ની સાલ આવી પહોંચી વિમાનમાર્ગે ઉત્તરધ્રુવ પર સોવીયટ થાણું નાખવાની એક મોટી યોજના તૈયાર થઇ ગઇ. પૃથ્વીના મથાળા પર સોવીયટ માનવતાએ પહેલું વિજ્ઞાનમથક બાંધવાનો નિરધાર કર્યો આ સાહસની આગેવાની સ્મીટને એનાયત કરવામાં આવી. એરોક પર શહીદ બનીને પોતાના હાડકાંનું સ્મારક ઉત્તરધ્રુવની પગદંડી પર સ્થાપીને પરેલા સીડોવના નામ પરથી જહાજનું નામ સીડોવ પાડીને, સીડોવ જહાજને લઈને, સ્મીટે હજુ હમણાં જ ઉત્તરધ્રુવ પર ઉડવાના ઉંબરા જેવો રૂડોલ્ફ પ્રદેશ શોધી કાઢયો હતો. આ જ ટાપુને ઉત્તરધ્રુવ પર ઉતરવાના છેલ્લા પગથીયા તરીકે પસંદ કરવામાં આવ્યો હતો તથા આ

ટાપુ પર ઉત્તરધ્રુવનું સોવીયટ મથક સ્થાપવામાં આવ્યું હતું. ઉત્તરધ્રુવના પરિચયમાં આજ સુધી આગેવાન પ્રવાસ થએલા ઓટો, સ્મીટની જ આગેવાની નીચે પૃથ્વીના ઉત્તર મથાળા પર સોવીયટ જયસ્તંભ રોપવા નીકળનાર પીસ્તાલીસ અમર માનવોની ટૂકડી, ૧૯૩૭ ના માર્ચની ૨૨મીએ આકાશમાં ઉડી.

ઉત્તરધ્રુવનું નિશાન તાકીને મોસ્કોથી ઉડેલ આકાશી જહાજોનો કાફલો આરચેંગલ પર પહેલું ઉતરાણ કરવા આવી પહોંચ્યો. આ વજનદાર વિમાનોને ધારણ કરવા આરચેંગલથી પચાસ માઈલ પર એક ખાસ એરોડ્રોમ બાંધી દેવામાં આવ્યું હતું. પાંચ કલાકમાં ૬૭૦ માઈલ પર ઉડીને ઉત્તરધ્રુવનો કાફલો અહીં આવી પહોંચ્યો. હવે મૂળ મુકામ પર પડી ચવાના બે હજાર માઈલ બાકી રહ્યા હતા.




આરચેંગલ પર બેસીને સ્મીટે બધી

વિગતો તૈયાર કરી હતી. આકાશી જહાજોની પાંખો પાછી ઉડવા માટે આતુરતાભરી ફફડી ઉઠી. આરચેંગલ પરથી કાફલો ઉડયો. તુંદ્રા પર થઈને ઉત્તરધ્રુવ તરફ નરીઆન-માર પર જતાં આ વાયુ જહાજોને ઉત્તરધ્રુવ પરના શાંત સૂરજનાં કિરણો પીને ઉષ્માભરી લહરીઓ ચૂમતી હતી.

પણ એક કલાકમાંજ વાદળોના ઘસારાએ સૂરજને ઢાંકી દીધો. બરફની દુનિયાનો અનંત વિસ્તાર જોતજોતામાં રૂદ્રરૂપ ધારણ કરેલો દેખાયો. કોઈ પણ નકશા પર નહીં ચઢેલી તુંદ્રાની હિમસરિતાઓની દારૂણ રેખાઓ ધરતીના નકશા પર ઘેરા રંગ ધરવા માંડી. બે કલાકમાં જ પંદરસો ફીટ ઉંચે ઉડતા આકાશી કાફલાના વાહકો હેરતમાં ગરકાવ થઈને એક મોટા અંધારા ઘટાટોપને આકાશ છાઈ દેતો, દેખી રહ્યા.

"ધૂમ્મસ હોય તો તેની આવી રેખાઓ હોય નહીં !"

"સમુદ્ર છે, સમુદ્ર છે" મોલોકોવે કહ્યું, "સ્પીરીને બરફનાં તોફાન ટાળવા આ, ચેસકાયા અખાતનો રસ્તો લીધો છે."

ચેસકાયા અખાત પસાર થયો. ઉપર ઉત્તરધ્રુવનો કાફલો ઉડતો હતો. વચમાં વાદળોનો મહાસાગર પથરાયો હતો. છેક નીચે તુંદ્રાનો અનંત વિસ્તાર હતો. તુંદ્રા પરનું નીઝનાયા–પેશા નામનું મથક પસાર થતું હતું. ત્યારે પહેલા જહાજનો વાયરલેસ અમલદાર ઈવાનોવ, આરચેંગલ અને નરીઅન–મારનાં મથકો સાથે વાતો કરતો હતો. નરીઆન–માર પરનો સંદેશો એને કહેતો હતો, "નરીઆન–

માર પર અત્યારે ભયંકર ઝંઝાવાત ફૂંકાય છે." આ સમાચાર કાફલાના ઉડતા આગેવાનને આપતો ઈવાનોવ, એક કલાક પછી બીજા સમાચાર કહેતો કે, "નરીઆન-માર પરનો ઝંઝાવાત ત્યાંથી પસાર થઈ ગયો છે."

નરીઆન-માર પરના બીજા મથક પર ઉત્તરધ્રુવનો કાફલો ઉતર્યો. એક અઠવાડિયા સુધી આ મથક પર આગળ ઉડવાની તૈયારીઓ કરવામાં આવી. હવે અહીંથી રૂડોલ્ફ પ્રદેશ પર ત્રીજું મથક આવતું હતું. ઉત્તરધ્રુવના એ ઉંબરા પર ઉતરવાની સફર એક હજાર માઈલ જેટલી લાંબી અને ભયંકર હતી. નરીઆન-માર પરથી બેરેન્ટસ સમુદ્ર ઓળંગીને રૂડોલ્ફ પર ઉતરવાનું હતું. રૂડોલ્ફ પર ઉડતા પહેલાં બધા કાફલાને ભેગો કરવામાં આવ્યો. અત્યાર સુધીના અનુભવોમાંથી મળેલા પાઠોનું પારાયણ કરીને ઓટો-સ્મીટે, સૂચનાઓ આપતાં કહ્યું, "ચેલુસ્કીન જહાજની માનવજીંદગીનો સંપૂર્ણ બચાવ કરનાર સોવીયટ વીરોને તમને કશું જ અસાધ્ય નથી. કવિતાઓનાં કવનની ઘેલછા જેવી વીરતાને પણ ટપી જાય તેવી ચેલુસ્કીનના વીરોની વીરતાની જ હવે કસોટી નથી થવાની પણ સોવીયટ માનવતાની સંઘટનાની, યોજનાબદ્ધતાની પણ પરિક્ષા થવાની છે. એ તમામ કસોટીઓમાંથી પસાર થઈને આપણે ઉત્તરધ્રુવ પર આપણા મહાન સોવીયટ રાષ્ટ્રની વિજય પતાકા રોપવાના છીએ."

સરદાર સ્મીટનો આ નિરધાર પીસ્તાલીસ માનવોનો હતો. રૂડોલ્ફ પર ઉડનારાં પાંચ વાયુ જહાજોમાં પીસ્તાલીસ

મરછીના ગોઠવાતા હતા. આ પીસ્તાલીસ મુસાફરોમાં ઉત્તર-ધ્રુવ પર પહોંચ્યા પછી આખો શિયાળો રહેવા માટે અને ઉત્તરધ્રુવ પરની તમામ વિગતો નોંધવા માટે ચાર જણનાં નામ ચૂંટાયાં હતાં. આ ચારે નામની ચૂંટણી મોસ્કોમાં બધા હતા ત્યારે જ થઈ ગઈ હતી. આ ચારે જણનો આગેવાન પેપેનીન હતો.

રૂડોલ્ફ પર ઉડનારો કાફલો તૈયાર ઉભો હતો ત્યારે, આ પેપેનીનનું એકલાનું જહાજ કેમ અટકીને ઉભું હતું? નેવીગેટીંગ અફસર સ્પીરીન, પેપેનીન સાથે શી મહત્વની વાત કરતો હતો?

"કુકુરનાં બચ્ચાંઓની જરૂર આરકટીકના સંશોધનમાં નથી હોતી" સ્પીરીન બોલ્યો.

"પણ હું કયાં એવું કહું છું!" પેપેનીન મહેરબાની માગતો હોય તેમ કહેતો હતો, "એ કેવળ નાનકડું બચ્ચું છે. હું એને, હું એને...."

"તું એને ચાહે છે! પણ એને તારે સંભાળ્યા કરવું પડશે, એ ચીસો પાડીને આખા ઉત્તરધ્રુવને ઉંઘવા દે નહીં. એ દોડશે ત્યારે એને પકડવા પાછળ દોડયા કરવું પડશે અને એનું વજન પણ શું છે! ફક્ત બસો શેર" સ્પીરીને બૂમ પાડી, "ઉત્તરધ્રુવ પરનું ઉડ્ડયન તમારો બન્નેનો ભાર નહીં ઉઠાવી શકે. તમારા બેમાંથી એક જણ અહીં રહી પડો, પેપેનીન અથવા એનું બચ્ચું!" સ્પીરીને છેવટનો ચૂકાદો આપ્યો અને પેપેનીને પેલા નાનકડા બચ્ચાને સમ-જાવી પટાવીને દૂર હડસેલ્યું.

કાફલો રૂડોલ્ફ પર પહોંચવા ઉડયો. આકાશમાં ઉડતા સાથીઓમાં, ઉત્તરધ્રુવ પર શિયાળો ગાળનાર ચાર મહાન સોવીયટ માનવોના આગેવાન પેપેનીનને ક્રેંકેલ કહેતો હતો "સ્પીરીને પક્ષપાત કર્યો છે".

"શો!"

"મને આખો પુશકીન, મારી સાથે લેવા દીધો અને પેલા બિચારા નાનકડા બચ્ચાને...." બોલતો મુક્ત હાસ્ય કરતો ક્રેંકેલ ઉત્તરધ્રુવ પર જવાના આસમાનમાં પુશકીનની એક કવિતા લલકારતો પેપેનીનની પેલા નાનકડા બચ્ચાની વિરહવેદના ઓછી કરતો હતો.

એક હજાર માઈલની યશગાથા જેવી આસમાનની કેડી કપાઈ ગઈ અને મહાશ્વેત એવો રૂડોલ્ફ પ્રદેશ દેખાવા લાગ્યો. આ પ્રદેશ પર સોવીયેટ માનવતાએ ગોઠવેલું ઓટો-સ્મીટનું રેડીયો મથક રમકડા જેવું દેખાયું. એક પછી એક વાયુજહાજ રૂડોલ્ફ પર ઉતર્યાં. ઉત્તરધ્રુવના ઉંબરા પર અભ્યાસ કરવા રહેલા ચોવીસ સોવીયેટ માનવોની વસાહતો, આખી પૃથ્વી પરના સૌથી દૂરના ઉત્તર મથક પર આવતા કાફલાનું બહુમાન કરતો અનુરાગ ચોવીસ માનવોનો અંતરનાદ બનીને ઉછળી ઊઠયો.

ધરતી પરની ૮૨ મી પેરેલલ પર વિમાની કાફલો તૈયાર હસો હતો, ઓટોસ્મીટ આ કાફલાનું અવલોકન કરતો હતો. મેની ૭ મી તારીખે ઉત્તરધ્રુવ પરનો આખરી હલ્લો કરનાર સાહસિકોની પરિષદ બેઠી. પરિષદે નક્કી કર્યું કે, આખો કાફલો ઉત્તરધ્રુવ પર પહોંચવા અહીંથી એકી સાથે નહીં ઊડે પરન્તુ પહેલું એક બારે વિમાન ઊડશે. એન ૧૭૦

નામનું ફ્લેગશીપ આ માટે નક્કી થયું. મેની ૨૦ મીએ વેડાપીઆનોવે, એન ૧૭૦ જહાજને જમીન પરથી અદ્ધર કર્યું. રૂડોલ્ફલેન્ડ પર ઊભેલા કાફલાએ આનંદનો પોકાર કર્યો. ફ્લેગશીપ ઉત્તરધ્રુવના રસ્તે ઊડયું અને અલોપ થયું.

સવારના આઠ વાગતાં વિમાન ૮૬” પર અને દશ વાગતાં ૮૯” પર પહોંચ્યું. અગીઆર વાગતાં પૃથ્વી સાથેનો એનો વાયરલેસ સંબંધ તૂટી ગએલો લાગ્યો. ઉત્તરધ્રુવ પરની અનંત શાંતિમાં એકલું વિમાન ચિંતાતૂર બન્યું. ધૂમ્મસ ઘાડું થયું. વાદળોના થર દોડતા આવ્યા. બરફ વરસવા લાગ્યો. સ્પીરીન અને ફ્રીઓડોરોવ રૂડોલ્ફ સાથે વાત કરતા બંધ થયા. અધીરૂં બનેલું સોવીયટ નગર, મોસ્કો, રૂડોલ્ફ પ્રદેશના મથક પર એકધારા અવાજથી કહેતું હતું, “સ્મીટને આ પહેલા વિમાનમાં ઊડવાની રજા આપીને તમે સૌએ ભારે ભૂલ કરી છે!”

“ડોગમારોવે, મોસ્કોને જવાબ દીધો, “મેં સ્મીટને ના પાડી હતી પણ એ માથાભારે માનવી....!”

ભયાનક નિઃશબ્દતાના દશ કલાક પસાર થઇ ગયા. પછી રૂડોલ્ફ પર સ્ટ્રોમીલોવની બૂમ સંભળાઇ. “ઉતરી ચૂકયા છે, ઉતરી ચૂકયા છે, હુર્રે!” સ્ટ્રોમીલોવની વાયરલેસ ઓરડીમાં સૌ દોડી આવ્યા. ઉત્તરધ્રુવ પરથી આવેલો સંદેશો તાબડતોબ મોસ્કો મોકલવામાં આવ્યો. મેના ૨૨ મા દિવસે ઉત્તરધ્રુવ પરના હવામાનનો પહેલો હેવાલ સવારમાં નવ વાગે આખા જગત પર સંભળાવા લાગ્યો.

ઉત્તરધ્રુવ પર સોવીયટ માનવીની ઘટનાએ પહેલું વિજ્ઞાનમથક સ્થાપ્યું. ઉત્તરધ્રુવ પર પહેલીવાર સોવીયટ રૂસનો

લાલ તારક પ્રકાશી ઊઠયો. ઉત્તરધ્રુવ પર ઉભેલા વિજયી માનવોનો આગેવાન, સ્મોટ પોતાની ટુકડી સાથે ઉત્તરધ્રુવ પર ગાળેલા દિવસોનો, જુનની છઠ્ઠી સુધીનો હેવાલ વાચી સંભળાવતો હતો ત્યારપછી બાકીનાં ત્રણ વિમાનો પણ ઉત્તરધ્રુવ પર પહોચી ગયાં

ઉત્તરધ્રુવ પર આવી પડેલાં ચારે વિમાનો હવે પાછાં જવાની તૈયારી કરતાં હતાં. વિમાનમાં પેસતા પહેલાં આખી ટુકડી ઉત્તરધ્રુવની અનંત શાંતિમાં આંતરરાષ્ટ્રીય ગીતનો ઘોષ–પ્રતિઘોષ પાડતી વિમાનમાં પેસતી હતી

એકલા ચાર મહામાનવો, નામ વિનાના એક તરતા હિમદ્વીપ પર, ઉત્તરધ્રુવના વધુ અભ્યાસ માટે રોકાઈ જવાના હતા. પેપેનીન, ક્રેંકેલ, શીરશોલ અને ફીઓડોરોલ, તેમનાં નામ હતાં આ ચારે જણે વિજ્ઞાનના અદ્‌ભૂત ભાવને ધારણ કર્યો હતો આ ચારે જણને, ઉત્તરધ્રુવ પર અભ્યાસ માટે શિયાળો ગાળવા, તરતા, હિમદ્વીપ પર એકલા રહેવાનો અદ્‌ભૂત જીવનસંજોગ એનાયત થયો હતો

ઉત્તરધ્રુવ પરથી તરતા અને વહેતા જતા એક હિમદ્વીપ પર ચાર સોવીયટ મહાનુભાવોએ વિજ્ઞાનઘર માંડી દીધું ઉત્તરધ્રુવ પર વિજ્ઞાનની અદ્‌ભૂત પ્રયોગશાળા તરતી ચાલી ઉત્તરધ્રુવ પરની આ પહેલી પ્રયોગશાળા પર એકસોને એકત્રીસ અભ્યાસ દિવસોની વિગતોની લાંબી નોંધો લખાતી હતી. સપ્ટેંબરના ૨૮ મા દિવસે પૃથ્વીના માથા પર બંધાયેલી આ પહેલી સંસ્કાર અને વિજ્ઞાનની વિદ્યાપીઠના ચાર અભ્યાસકો આખા જગત જોગ પોતાની

અભ્યાસ વાતચીતો સંભળાવતા, ક્યારેક ગજાક કરતા કહેતા હતા, "અમારો કુતરો ભરઉંઘમાં દાંત કકડાવે છે. કદાચ કોઈ માઠું સ્વપ્ન પણ દેખતો હોય, એ. પણ અમારી વિદ્યાપીઠ દક્ષિણ તરફ વહેતી જાય છે. અમારો અભ્યાસ એકધારો આગળ ધપે છે."

ધરતી પરના માથા પર માનવજાતના ઇતિહાસમાં આવી એક જ અને અજોડ વિજ્ઞાન શાળાના ૨૭૪ અભ્યાસ દિવસોમાં આ હિમદ્વીપ વિદ્યાપીઠ ૨૫૦૦ કીલોમીટર ઘસડાઈ ગઇ. ઉત્તરધ્રુવ પર જમીન નથી પણ એકલો હિમમહાસાગર છે તે વાત પૂરવાર થઇ ગઈ અને બીલકુલ ઉત્તરધ્રુવ પરના, ત્રણ કિલોમીટરના ઉંડા સાગર નીચે જીવનનું અસ્તિત્વ નક્કી થયું.

પછી આવી જ બીજી વિજ્ઞાન સફર, સીડોવની આગેવાની નીચે તૈયાર થએલી વૈજ્ઞાનિકોની ટુકડીએ ઉત્તરધ્રુવ પરના તરતા હિમદ્વીપ પર શરૂ કરી અને બે વરસ સુધી, સોવીયટ ઘટનાના આ વિજ્ઞાનપ્રેમીઓ બરફમાં, ઉત્તરધ્રુવનો અભ્યાસ કરવા જામી પડયાં

ઉત્તરધ્રુવે આ મહામાનવોને પોતાનાં તમામ રહસ્યોની વાતો કરી

## ૨૪. પૃથ્વી પરનો માનદંડ—તેનસિંગ

પૃથ્વીના પૂર્વ પ્રદેશના ભારતદેશના ઉત્તર સીમાડા પર પંદરસો માઈલની દીવાલ બનીને હિમાલયની પર્વતમાળા પાંચસો માઈલની પહોળી બનીને પડી છે.

આ હિમાલય તે કોઈ પર્વત છે! પર્વતોની વિશાળ દુનિયા જેવો હિમાલય, પૃથ્વી પરના પર્વતોનો પર્વતરાજ છે.

એને વળી શોધવો તો શું? હતું એવું જ એક તરફ વિરાટ દેશ ચીનને શોધી કાઢ્યો હતો. બીજી બાજુ ભારત દેશ પર નજર સ્થાપીને બંને મહાન દેશોની સીમા જેવો એ પર્વતરાજ વીસ પર્વતોની છવ્વીસ હજાર ફૂટની ઊંચી અટારીઓ પરથી અને પોતાના દેહમાંના છ પર્વતોની ૨૯ હજાર ફૂટની ઊંચાઈએથી આખી દુનિયાને દેખતો અનંત જેવો ઉભો હતો.

ભારતદેશે એટલે આ હિમાલયને શિવ કહ્યો. એ શિવના ઊંચાઈઓની જટામાંથી તો ગંગા—બ્રહ્મપુત્રાના પ્રવાહો વહ્યા.

પેલા કવિ કાલિદાસે હિમાલયના સૌથી ઊંચા શિખરને માનદંડ કહીને ચીન—હિંદ વચ્ચે રોપાયલા એ બંધુસ્તંભને અંજલિ દીધી હતી

પૃથ્વી પરના સૌથી ઊંચા બીજા પર્વતો આ ઊંચાઈ આગળ તળેટીઓ જેવા દેખાયા. ૧૯,૦૦૦ ફૂટની ઊંચાઈ-



વાળી હિમાલયની તળેટી ચીનની તિબેટભૂમિ અને ભારતની ઉત્તર સીમાનું અનુસંધાન બની છે.

એ અનુસંધાન પર ઊભેલા હિમાલયના ૨૯,૦૦૦ ફૂટ ઊંચા પૃથ્વીના આ માનદંડને ભારત અને ચીનની સંયોગ-ભૂમિ અથવા દેવભૂમિ 'ચોમો લુંગ્મા' કહેવામાં આવતો.

ચોમો લુંગ્માના નામવાળા પૃથ્વી પરના આ સૌથી ઊંચા શિખરને હવે ચીન અને ભારત બંને દેશ ભૂલી ગયા હતા કોઈ કોઈવાર આ બંને બાંધવ દેશના સીમાડા પર ઓમ મણિ પદ્મે હુમ્ તથા બુદ્ધં શરણં અને સંઘં શરણંના જાપ જપતા કોઈ સાધુઓના શબ્દ ગુંજતા હતા.

એવાં હિમની શાંતિનાં અનેક વરસો વહ્યા પછી એવરેસ્ટ નામનું કોઈ શિખર ઇંગ્લેંડમાં જનમ્યું અને પછી તેને દુનિયા-ને ગુલામ બનાવવા નીકળેલી અંગ્રેજી સામ્રાજ્યશાહીએ હિંદમાં ઉપાડી આણીને સૌથી ઉંચું દેખાય તેવી રીતે ગોઠવી દીધું, એવું નહોતું એવરેસ્ટ નામનો તો એક અંગ્રેજ ઇંગ્લેંડ-માં જન્મ પામ્યો હતો અને પછી હિંદને ગુલામ બનાવ-નારી અંગ્રેજી નોકરશાહીએ તેને હિંદની ગુલામ દેશની પરાધીન બનેલી ધરતીની માપણી કરવા માટે સર્વેયર જનરલ તરીકે હિંદમાં નોકર નિમ્યો હતો.

ત્યારની આ કમનસીબ ધરતીના બંગાળા પ્રદેશ પરના બંગનગર કલકત્તામાં, આ ધરતીનો એક ફરજંદ, ઈ સ ૧૮૧૩ માં એક ગરીબ ઘરમાં જન્મ પામીને, હિન્દુ કોલેજમાં ગણિત ભણીને નોકરી શોધતો ગુલામ ધરતી પર જીવન ટકાવી રાખવાનો અધિકાર માગતો હતો. જીવન ધારણ કરી રાખવાનો એનો અધિકાર માસિક રૂપીયા ત્રીસના પગાર જેટલો નીચો હતો, કારણકે એ "નેટીવ" હતો. ૧૮૩૭માં

હિન્દુ કૉલેજનો નિષ્ણાત એવો આ રાધાનાથ સિકદાર ગણિતશાસ્ત્રી તરીકે પંકાઇ ચૂકયો હતો. જમીનની 'સરવે' કરવાની એની આવડત એવરેસ્ટ નામના પેલા સાહેબ પાસે પણ વાહવાહ બોલાવે તેવી પૂરવાર થઇ હતી. આ "નેટીવ"ની આવડત પાસે, સાહેબો પણ ઠીંગુજીઓ દેખાઇ ગયા પછી પેલા એવરેસ્ટ સાહેબને એનો પગાર વધાર્યા કરવાની ફરજ પડી. ૧૮૫૦ માં રાધાનાથનો માસિક પગાર રૂપીયા છસો કરવામાં આવ્યો અને તે સાથે જ રાધાનાથથી ઘણા ઉંચા એવા એવરેસ્ટ સાહેબને પણ એકરાર કરવો પડયો કે "There are few in India, whether Europeans or Natives, that can at all compete with him."

એટલે એવરેસ્ટે પોતે રાધાનાથની અક્કલ હુશિયારીની ઉંચાઇ પર મત્તુ મારવું પડયું કે, "રાધાનાથ સિકદાર સાથે યુરોપીયન કે નેટીવ કોઈ હરિફાઇ કરી શકે તેમ નથી."

ત્યાર પછી એ સાહેબ બહાદૂર અત્યંત ઉંચી અમલદારીનું પેનશન ભોગવવા, ૧૮૫૦ માં જ સ્વદેશ સિધાવી ગયા, અને એમની ગોરી ગાદી પર સર્વેયર જનરલ તરીકે એક એન્ડ્રુ આવી પહોંચ્યા.

ત્યારે ૧૮૫૦ ની સાલમાં વાત એમ બની કે એન્ડ્રુ સાહેબ હિમાલયથી સેંકડો માઇલ દૂર કલકત્તાના એમના આરામ મહાલયમાં હોકલી ફૂંકતા બેઠા હતા. હોકલીના ધૂમાડાની સેર જેટલી ઉંચાઇએ દેખતી એમની નજર હિમાલયનો ખ્યાલ કરતી હતી. ત્યારે પેલો મહાન નેટીવ, જેનું નામ રાધનાથ હતું તે સાહેબ બહાદૂરની મુલાકાત માગતો

એક કલાકથી રાહ જોતો ઉભો હતો. છેવટે સાહેબની પર વાનગી મળી અને શાહીવાદના પેલા મોજડીદારની સામે નેટીવ મોજડીદાર ઉભો અને બોલ્યો, "સાહેબ મે શોધી કાઢ્યુ છે, દુનિયાનુ સૌથી ઉચુ શિખર!"

પેલા શાહીવાદી અફસરે કપટ ચતુરાઈથી સ્મિત કર્યું અને કહ્યુ,

' દુનિયા દેખી છે તે, રાધાનાથ!"

"પણ દુનિયાનુ સૌથી ઉચુ શિખર જગન્માતા!"

"જગન્માતા કયા ચીજ હોતી હે!" સાહેબ ઘૂરકયા

"એ હિમાલયની શિખર નીચેની માનવતા તેને જગન્માતા કહીને પૂકારે છે અમારા એક મહાન કવિએ તેનુ "માનદંડ" કહીને સ્તુતિ-ગાન કર્યું છે તેને જ મેં શોધી કાઢ્યુ છે, સાહેબ!"

"નેટીવોના નેટીવ નામ ! એ તે કઇ નામ છે! એટલુ જ કહેવા આટલે દૂર દોડી આવ્યો તુ! ઠીક ઠીક આપણે એની પણ સરવે કરી નાખીશું"

પછી રાધાનાથ ચાલ્યો ગયો

અને એન્ડ્રુએ તપાસ કરીને લંડનમા બેઠેલા અને પેનશન ખાતા, એવરેસ્ટ નામના સાહેબ પર તાકીદનો સંદેશો મોકલ્યો, "રાધાનાથ નેટીવે, હિમાલયના જગતભરમા ઉચા એવા શિખરને શોધી કાઢ્યુ છે મને લાગે છે કે કોઇ એની ઉચી ટોચનુ માપ ઉપર ચઢીને કાઢી શકશે નહી, યુરોપના કોઈ ગોરા સાહસિકો પણ નહી," પણ પછી એણે

સાહેબ બહાદૂરની કુરનીશ જેવી વાણી ઉમેરી, "મેં એની ઉંચાઇ માપી નાખી છે, આપ સાહેબ કરતાં કોણ ઉંચું છે ! મેં એનું નામ એવરેસ્ટ શિખર પાડી દીધું છે."

પરકી ધરતી પર ચરવા નીકળેલા જેનબુલે, પૃથ્વી પરની ઉંચાઇ શિંગડુ હલાવીને માપી નાખી અને અંગ્રેજી વેંતીયાએ હરામના કાયદા પ્રમાણે નામકરણ વિધિ પણ ઉજવી નાખ્યો

પેલા શોધક રાધાનાથને વધારે આઘાત થઈ ન જાય તેટલા માટે, રાધાનાથે ૧૮૫૧માં શોધેલા શિખરનો (એવરેસ્ટનો) "મેન્યુઅલ ઓફ સર્વેયીંગ"માં હેવાલ બહાર પડયો ત્યારે તેમાં રાધાનાથનું નામ મૂકવામાં આવ્યું અને પછી ૧૮૫૨ ના હેવાલમા પણ રાધાનાથનું નામ ચાલુ રહ્યું. પણ પછી, હરામ, જેની નીતિ હતી એવી શાહીવાદી ને કરશાહીએ ૧૮૬૫ ના હેવાલમાંથી રાધ નાથનું નામનિશાન ભૂંસી નાખ્યું. આ સામે પ્રમાણિક ગોરા અને નેટીવ વિદ્વાનોએ ઉહાપોહ કર્યો અને જવાબમાં થૂઇલિયર સાહેબે સંભળાવી દીધુ કે "એ તો શરતચૂક થઈ ગઈ છે "

અંધ બનેલા શાહીવાદની શરતચૂક કાયમી બની ગઇ. માનવી શોધક તાકાત પર એણે નોકરશાહીનું શરમિંદુ નામ લપેટી લીધુ અને સંસ્કૃતિની સામાન્ય પ્રમાણિકતાનો અનાદર કર્યો.

હવે રાધાનાથ સરકારી ગુલામીમાં છૂટો થઇ ગયો હતો અને ધરતીનો આ ફરજંદ હિમાલયનો દિકરો બનીને મોટી ઉમરે પણ જે પર્વતની દુનિયા પરનો સૌથી ઉંચો

માનદંડ એણે શોધી કાઢયો હતો ત્યાં પ્રવાસી તરીકે ફર્યા કરતો હતો.

એવો રાધાનાથ હવે ૧૮૭૦ માં સત્તાવન વરસની જ ઉંમરે મરણ પામતો, શિવાલય કહેવાતા હિમાલયનું ધ્યાન ધરતો, કહેતો હતો, "ઇચ્છા તો હતી કે, જગદંબા પર .. ચઢીને જગતભરના કાનમા પહોંચી જાય તેવો બૂગીયો બજાવું કે, મારી ધરતીના માનદંડને કલંકિત કરનાર અંગ્રેજનું નામ ભૂંસાઈ જાય !"



રાધાનાથ મરણ પામ્યો અને માનદંડ અંગ્રેજી ડાહ્યીવાની તરકટે નક્કી કર્યા પ્રમાણે એવરેસ્ટ કહેવાયો

એવરેસ્ટ કહેવાયલા શિખરની ભવ્ય, ભયાનક અને સુંદર તળેટીમાંની હિમ નદી પર ઈ સ ૧૯૨૧ મા મેલેરી આવી પહોંચ્યો. પૃથ્વીના માનદંડનેય ડારે તેવી એની હિંમત અડી નીકળી

એ પડતો પડ્યો, તોય પાછો ચઢયો એ મહાનુભાવ મેલારીની અજબ હિંમત કહેતી હતી, 'મેં ત્યાં પહોંચવાનો

નિરધાર કર્યો છે....કારણ....કારણ ત્યાં પૃથ્વી પરનો માનદંડ રોપાયો છે.'

૧૯૨૨ માં એ પાછો આવ્યો. એના ત્રણ સાથીદારો એના જેવા જ જીગરવાળા હતા. એ ત્રણનાં નામ, સોમરવેલ, નાર્ટન અને મોરશેડ હતાં.

એમની સાથે એમનો સામાન ઊંચકનારા ત્યાંના વતનીઓ હતા. મણમણના બોજા લઈ ને જગદંબાની ઊંચાઈ માપવા નીકળેલા મરજીવા પૃથ્વીના માનદંડની ટોચ દેખતા ચઢતા હતા. એમાં એક સ્ત્રી મજૂરણ પણ હતી. ખભા પાછળ બાળક બાંધીને, માથા પર બોજો લાદીને ચીન અને હિંદના બંધુ તિબેટની સીમા પર અજબ જીગરવાળી એ નારી પૃથ્વી પરના માનદંડની ટોચ સર કરવા નીકળી હતી.

૨૩,૦૦૦ ફૂટની ઊંચાઇ સર થઇ ગઈ. અહીં સુધીમાં આ માનદંડ પર પાંચ થાણાં નંખાઈ ચૂક્યાં હતાં, પણ હવે રસ્તો રોકીને બરફની રાક્ષસી દિવાલ સીધી ઊભી હતી. ભયાનક પવનના ફૂંફાડા માનદંડના શરીર પરથી સૂસવતા આવતા કાળમીંઢ કલેવરોને પણ કંપાવી નાખતા હતા.

પણ દેખો તો, મેલેરીએ કેડ પર દોરડું બાંધી દીધું. હાથમાંની કોદાળી લઇને વનરાજ ઠેકે તેમ એ ઠેક્યો, બરફની દીવાલમાં એણે પગથિયાં પાડયાં.

એણે પૃથ્વીના માનદંડની ઊંચાઇ, પછી આગળ માપી આ સૌની સાથે વજન લઇને આવેલા શેરપા વતની-ઓની અસાધારણ ચપળતા પર વારી જતા અંગ્રેજ સાહસિકોએ તેમને વાઘનું બિરુદ આપ્યું.



થાકીને લોથ થએલી મેલેરીની ટુકડીએ ૨૭,૦૦૦ ફૂટની ઊંચાઈ પર છાવણી નાખી. પળેપળે મિજાજ બદલતા,

રંગ બદલતા અને ભયાનક સુંદરમાંથી રુદ્ર રૂપ ધરતા પૃથ્વીના માનદંડે આ મરજીવાઓ પર બરફના ખડક ગગડાવ્યા, પવનના સૂસવાટાની ફૂંકોએ એમનો તંબુ ઉડાડયો. મજૂરો બરફમાં દટાવા લગ્યા. થોડાક મર્યા ને બીજા બચ્યા મેલેરી પરાજય પામીને માનદંડ પર ફરીવાર આવી પહોંચવાનો કોલ લઈને પાછો હઠયો

એનો એ જ ટુકડી પાછી આવી પહોંચી પાછા ૨૬,૦૦૦ ફૂટની ઊંચાઈ મપાઈ ગઈ. પેલી બરફની દીવાલે પાછા સૌને ડર્યા સોમરવેલે કમ્મર કસી કેડે દોરડું બાંધી દીવાલમાં પગથિયાં કોરતો એ આગળ વધ્યો.

પણ હવે દશ જ ફૂટ દીવાલ બાકી હતી ને દોરડું ટૂંકું પડયું. દીવાલના ગાબડામા પગ ઠેરવીને એણે કોદાળીને દીવાલ ઉપર સેરવી દીધી એણે એના દેહનો પૂલ બનાવીને સાથીદારોને ઉપર ટેકવી દીધા.

પૃથ્વી પરના માનદંડે આ મરજીવનું માન કર્યું. એનું દિલ જાણે આ માનવી જીગરને રમાડી રહ્યું

૨૭,૦૦૦ ફૂટની ઊચાઇ પર હવે આરોહણની છાવણી ઠોકાઈ. સોમરવેલ, નોર્ટન અને મેલેરી વિજયના આનંદમાં થાક ભૂલીને ઊઘ્યા

આ વખતે પ્રાણુની જ કણિકાનો ઘડાયો હોય એવો એક બાવીસ વરસનો જુવાનજોધ આ ત્રણેની સાથે હતો જેના હોઠ પર એની અંબાનું ધાવણ હજુ સુકાયું નહોતું એવો ઇરવીન માનદંડને ખોળે રમવા નીકળી પડયો હતો.

અને મરવાનો પણ આ સમયે પાછા નહિ પડવાનો મેલેરીએ અફર નિરધાર કર્યો પૃથ્વી પરના માનવદંડ પર રંગબેરંગી આકારોની ભુલભુલામણી રચતી ઉષાના પ્રકાશમાં એ બંને નીકળ્યા.

મેલેરી સાથે ઇરવીન અને ઓડેલ જીવનમરણનો જંગ ખેલવા નીકળ્યા, પણ ઓડેલના પગ થંભી ગયા. એ રસ્તામાં જ અટકી ગયો.

ત્યારે પેલા બે બહાદુરો આગળ વધ્યા. ઇરવીન અને મેલેરીને ટપકાં બની જતા જોઇ રહેતો ઓડેલ દૂરબીનમાંથી તાકી રહ્યો.

પેલા બે મહાન મુસાફરો ગયા તે ગયા, કદી પાછા આવ્યા જ નહિ! ઈરવીન અને મેલેરીએ ગૌરી શિખરને પોતાનું ઘર બનાવ્યું. ઈરવીન અને મેલેરી ધરતી પરની સૌથી ઉંચી પતાકા ફરકે એટલા માટે માનદંડ બનીને ત્યાં જ અમર બની ગયા.

હિમાલયની ૨૯૦૦૦ નીઉંચાઈ પરથી માનવીની ઉંચાઈ માપવાનું આવાહન ફેંકાયું. મેલેરી અને ઈરવીને આ પડકારને ઝીલીને કદમ ઉપાડયો. તોય હિમાલય ઉંચોજ રહ્યો હતો. તો પણ કુદરતનો આ માનદંડ માનવીને પડકાર કરતો કહેતો હતો, "આવો કોઇ, અને માનવીની ઉંચાઇ મારા કરતાં અધિક છે તે ટોચ પર ઉભા રહીને પૂરવાર કરો."

યુરોપની માનવતાએ સાહસને ઢંઢોળ્યું, એક પછી બીજી ટુકડી આવી પહોંચીને હિમાલય પર ચઢવા માંડી. ટુકડીનાં નાયકના નામ પરથી ટુકડીનાં નામ જગતના છાપા પર ચઢતાં હતાં, અને ટુકડીઓના સાહસિકોની છબીઓ જગતનાં છાપાંઓ છાપતાં હતાં.

ત્યારે એની છબી છાપે કોણ? ત્યારે એનું નામ પૂકારે કોણ? ત્યારે રાધાનાથનું નામનિશાન ભૂસી નાખનાર શાહીવાદી દેશોમાં માનવ સમાનતાનો, સાહસનો અધિકાર સ્વયપ.ચોજ કયાં હતો! ત્યારે તો આ ટુકડીઓ આવતી અને જેની

પીઠ પર અસહ્ય બોજા લાદીને ગૌરી શિખરને સર કરવા ઉપર ચઢતી, તે બોજાવાહી માનવનું નામ પણ કોઇ ટુકડી કે ટુકડીનો નાયક લેતો નહી. જગતભરમાં ભાટાઈની બધી જીભ પર ગોરા સાહસિકનુંજ નામ કવિતાઓ લલકારતું પણ હિમાલય પરના ચઢાણના અસહ્ય બોજા વહેનાર, હિમાલયનીજ તળેટીમાં જન્મ પામનાર, ગૌરી અને હિમાલયનુંજ અમી ચૂસીચૂસીને જીવનાર માનવનું નામ શેરપા હતું શેરપા સંઘમાનવ હતો, અને સાહસિકોના સાહસ કરતાય અનેક ઘણા અદકા સાહસથી ઓપતો, શ્રમમાનવ હતો.

એ અનેકવાર મજૂર બનીને પેલા સુંવાળા, નાજુક સાહસિકોના બોજા વહીને એવરેસ્ટ કહેવાતા શિખર પર ચઢ્યો હતો, પણ શેરપાનો આ મજૂર દિકરો બીજાઓ કરતા વધારે સ્વમાની હતો એણે હિમાલયના ડુંગરાઓ ઠેકયા હતા એકવીસ વરસની ઉમરે આ શેરપો નવજુવાન, ગૌરીશિખરને શોધનાર રાધાનાથની યાદ વાંચતો, એવરેસ્ટ પર ચઢતો હતો માનવોમા અધિક એવો એ શ્રમમાનવ હતો. સાહસિકોમા અધિક એવું એ બોજા વહેવાનું કામ કરતો કદમ ઉપાડતો હતો.



તેનસિંગ+

+ બ્લોક 'કુમાર'ના સૌજન્યથી.

એ નવજુવાનનું નામ તેનસીંગ હતું, આજે શેરપો છતાં શીંપટનનો એ સાથીદાર બની શક્યો હતો ત્યારે ૧૯૩૫ ની સાલ હતી, જ્યારે જગતભરના સાહસવીરોમાં શેરપા તેનસીંગનું નામ, બરફના વાઘ તરીકે જાણીતું બની ચૂક્યું

બરફનો આ વાઘ બરફની દુનિયા ઠેકતો હતો. કેદારનાથની આસપાસ વિકટ ચઢણો પર, સ્વીસ ટુકડીનો ૧૯૩૭ માં એ સાથીદાર હતો બીજે વરસે એથીય વિકટ સફર કરવા ઇટાલીયન પ્રોફેસરે એને આમંત્ર્યો હતો અંગ્રેજી મુસાફર ટીલમેનનો પણ એજ ભોમીયો હતો, અને એજ નંગાપર્વત પર પગદંડી પાડતો હતો તથા નંદાદેવી પર ચઢવા જતાં મરણ પામનાર ફ્રાન્સના દુપ્લેની સાથે પણ તેનસીંગ હતો.

ધરતી પરના ગમે તે દેશમાંથી આવતા સાહસિકો આ સાહસવીરનું માન કેમ કરતા હતા? ગમે તે રાષ્ટ્રની ગોરી ચામડી, આ હિમાલયના વતનીની વિના આગળ વધી શકતી કેમ નહોતી? ગમે તેવો પર્વત નિષ્ણાત પણ આ શેરપા જાતિમાં જન્મેલા શ્રમમાનવના ફરજદની પગદંડી કેમ પુજતો હતો!

અદના માનવનો આ દિકરો પૂર્વ નેપાલમાં પૂમ્બુ પ્રદેશમાં હિમાલયની છાયામાં ૧૯૧૪ માં જનમ્યો હતો. જ્યારે એ નિશાળે ભણવા બેસવા જેવો થયો ત્યારનો એ જીવન-વ્યવહારની પર્વત દુનિયાની નિશાળમાં ઘણીવાર ભાગી જતો હતો અને એકલો રખડતો, પર્વત સફરનો એકડો ઘૂંટતો હતો. એ હજુ પર્વત શાળાનો નિશાળીયોજ હતો ત્યાં તો આગળના પદાર્થપાઠ શિખવા એકલો નાસી છૂટ્યો અને

દારજીલીંગ જઈને એણે હિમાલય પર ચઢનાર ટુકડીને કહ્યું, "હું મજુર છું મારી તાકાતને ખરીદો, સાહેબ!"

સાહેબોએ આ છોકરા મજુરની ખાંધ પર પેટીઓ બાંધી અને આ નાનકડો માનવ અનંત હિમ પર પગલાં માંડવા માંડયો. આ પદાર્થપાઠમાં એ પાર ઉતર્યો પર્વત સફરની પહેલી પરિક્ષામાં એ પસાર થયો. એણે ભણવા માંડયું. એણે પર્વત સફરની અનેક બાબતો પૂછવા માંડી અને યાદ રાખવા માંડી.

૧૯૩૫ની સાલ આવી પહોંચી. ત્યારે હિમાલય પર ચઢવા આવેલા ઈરીક, શીંપટનની નજર આ નવજુવાન પર ઠરી છ મહીના સુધી એ શીંપટન સાથે જુવાન મજુર શેરપા તરીકે ચોવીસ હજાર ફીટની ઉંચાઈએ ચઢયો. ચોવીસ હજાર ફીટની ઉંચાઇ પર પહેલી વાર આ બંને ઉભા હતા. શીંપટન કરતાં તેનસીંગની આ સફરની હોશિયારી અદકી હતી શીંપટન કરતાં બોજ એણે વધારે ઉપાડયા હતા, અને જોખમ એણે વધારે ખેડયાં હતાં. છતાં શીંપટન માલીક હતો, તેનસીંગ મજુર હતો શીંપટન શાસક હતો, તેનસીંગ ગુલામ હતો. શીંપટન સાહસિક હતો અને એ, ભારવાહી નેટીવ?

પણ હિમાલયના આ દિકરાને પોતાની માટીમાંથી ઘડાયલા ફરજંદને ગૌરીશિખર સાદ દેતું હતું. રાધાનાથ એના કાનમાં પોતાની અંતીમ ઇચ્છા કહેતો હતો. પોતાની માલીમ પર એક સરખી ઉંચાઈએ ઉભેલા તેનસીંગે શપથ લીધા કે હવે એવરેસ્ટ, કહેવાતા માનદંડ પર આરોહણ

કરીશ તો ભલે એકલો પણ જો સાથ સ્વીકારીશ તો, સમાન ધોરણે અને સમાનભાવે જ.

૧૯૩૮માં સમાનભાવનું પહેલું આમંત્રણ ટીલમેનનું આવ્યું. ટીલમેનની ટુકડીનો એ સમાન સાથીદાર બન્યો. ટીલમેન તેનસીંગના સાથમાં, છવીસ હજાર ફીટની ઉંચાઇએ પહોંચી ગયો. પછી ૧૯૪૬ની સાલમાં આફ્રિકાના બે પર્વત મુસાફરોએ એને પોતાનો સાથીદાર બનવા આમંત્રણ આપ્યું અને એ ચોવીસહજાર ફીટ પર પહોંચ્યો. પછી રેમોન્ડ લૅમ્બર્ટે આ મહાન મુસાફરનું સમાનભાવે આવાહન કર્યું. સ્વીસ સાથીદારો આ હિમ વાઘની સાથીદારીમાં જ્યાં ઈરવીન અને મેલેરી પહોંચ્યા હતા ત્યાં, ૨૮૨૧૦ ફીટની ઉંચાઈ પર ઉભા. અહીં રહીને એમણે ઈરવીન અને મેલેરીનાં અસ્થિઓને અનુરાગી અંજલિ આપી, અને ત્યાંથી એક પણ કદમ આગળ વધી નહીં શકાવાથી પાછા વળ્યા. થાક્યો પાક્યો તેનસીંગ બિમાર પડીને પટનાના દવાખાનામાં સારવાર પામીને દાર્જીલીગના પૂર્વ છેડા પરના તુન-સુંગમાંના પોતાના ઘરમાં આરામ લેવા આવ્યો.

પણ એને માટે આરામ હતો નહીં. નવનવ વાર એવરેસ્ટ પર ચઢીને એણે પાડેલી પોતાની પગદંડી એને સાદ કરતી હતી. આકાશ હવે ચોકખું થવા માંડયું હતું. સ્વીસ દેશનો ડૉ. ગેબ્રીઅલ આ ભેરૂબંધનો સથવારો માગતો હતો. એ જ સમયે, સ્વીસ, ફ્રેંચ અને જાપાની ટુકડીઓમાં જોડાવાનું એને આમંત્રણ આવતું હતું.

પણ તેનસીંગ અંગ્રેજી ટુકડીમાં જોડાયો. એ ટુકડીનો આગેવાન કર્નલ જોન હન્ટ ... અને એ જ ટુકડીમાં

હીલારી જેવો અડતલ પર્વત ઉસ્તાદ હતો. તેનસીંગ એ ટુકડીમાં જોડાયો. આ ટુકડી માર્ચ મહીનામાં ખટમંડુમાં એકઠી થઈ. ૧૯૫૩ ના મે મહિનામાં આરોહણનાં મથકો સ્થાપવા માંડયાં, અને એવરેસ્ટનું મિથ્યા નામ મિટાવી દેનારી આરોહણ સફર શરૂ થઈ તેનસીંગ એ સફરનો સાથીદાર બન્યો.

હિમાલયનો શ્રમગાનવનો શેરપા શબ્દ આરોહણનો વિજયઘોષ બન્યો.

ચોમો-લુંગમાને મહાકવિ કાલીદાસે માનદંડ કહીને લલકાર્યો હતો. ચોમા-લુંગમા શેરપા માનવોની જગન્માતા હતી. પૃથ્વી પરનો આ માનદંડ અંગ્રેજી અંચળા નીચે એવરેસ્ટ નામના શબ્દનો અંધારપિછોડો ઓઢીને જાણે ગુલામીની શરમમાં અલોપ થઈ ગયો હતો, ત્યાં તો અંગ્રેજી તાજપોષીના બધા વિજયઘોષોથી વધારે વિજયીનાદ આઝાદ ભારતના હિમાચલ પર ગાજી ઉઠયો એ નાદ, આઝાદ બનેલા હિમાલયના શેરપા ફરજંદનો હતો જગતભરના રેડીયાઓ પરથી એ શબ્દ ધરતીની જબાનમાં કહેતો હતો "તારી ટોચ પર ઉભો રહીને હું, ચોમા, લુંગમા, અંજલિ દઉં છું તને!" એણે અશોકધ્વજને ત્યાં જ રોપી દીધો અને થોડાંક બીસ્કીટનું નૈવેદ્ય ધર્યું,

ચોમા-લુંગમાએ પહેલીવાર આઝાદ બનીને આવેલા શેરપા દિકરાને દીઠો. પહેલીવાર હિમાલયના માથા પરથી એવરેસ્ટ નામની શરમ ખતમ થઈ ગઈ ધરતી પરના કોઈપણ દેશના કોઈપણ સાહસિક મુસાફર કરતાં અનેકવાર

વધારે સફરો કરીને છેવટે, પોતાના તેનસિંગ નામને ભૂલી ગએલો, સંઘમાનવનુ રૂપ ધરીને આવેલા શેરપા દિકરાએ એશિયાના એક મહાન દેશની આઝાદ પતાકા, પૃથ્વીના માનદંડ પર આરોપી દીધી.

કેવું હતું એનું આરોહણ?

(ત્યારના) એવરેસ્ટની પાસે જ ટેમી નામના ગામમાં જન્મીને એકવીસ વરસની ઉંમરે (૧૯૩૫) એણે ઈરીક શીંપટનની ટુકડીના મજુર બનવાનું માથે લીધું. શેરપા શ્રમમાનવોમાંનો એ એક તેનસીંગ પછી તો અનેકવાર ચઢયો. એમ ૧૯૫૨ની સાલ ખતમ થતી હતી ત્યારે પટનાના દવાખાનામાં બિમાર પડેલા તેનસીંગને એવરેસ્ટ પર ચઢવાનાં આમંત્રણો આવ્યાં. સ્વીસ, ફ્રેંચ અને જાપાન-ની ટુકડીઓએ સૌએ એને પોતાની સાથે સમાનભાવે જોડાવાનો આગ્રહ કર્યો.

પણ "હીમાલયન કલબ"માંથી દાર્જીલીંગમાંથી એ કલબનાં મંત્રી મીસીસ હેન્ડર્સને તેનસીંગને અંગ્રેજી ટુકડી-માં જોડાવાની વિનંતી કરી. અંગ્રેજી ટુકડી સાથે તેનસીંગ ખટમંડુ મુકામે જોડાયો. આ ટુકડીએ પોતાની મજુરી કરવા શેરપાઓ લીધા હતા. તેનસીંગે સમાનભાવે કહ્યું, "હુંય એક શેરપો જ છું."

એટલે એણે પણ શેરપાઓના ઉતારામાં જ એક મોટર ગેરેજમાં પોતાનો મુકામ કર્યો. અંગ્રેજી ઉંચાઈએ, આ નીચા માનવોના મુકામે આવીને કહ્યું, "જો વાંધો ન હોય તો, એકલા તેનસીંગને અલાયદો ઓરડો આપી શકાશે."

તેનસિંગે આ ઘૂંટડો ગળે ઉતારી જતાં અટ્ટહાસ્ય કર્યું, "જો વાંધો ન હોય તો તેનસીંગ શેરપો જ રહેવા માગે છે" એણે અલાયદો ઓરડો લેવાની ના પાડી.

સફર આગળ વધી. ભટગામ આગળ શેરપાઓને એકલી "સ્લીપીંગ બેગ" આપવામાં આવી અને નામચી બજાર પહોંચીને જ શેરપાઓને જોડા આપવામાં આવશે એમ કહેવામાં આવ્યું. એકલા તેનસીંગને એકલા માટે સમાનભાવ મળી શકવાનો કરાર હતો. તેનસીંગે પાછું સમજાવી દીધું કે એની શેરપાની જાત, શેરપાઓથી અલગ પડવાની ના પાડે છે. જવાબમાં અંગ્રેજી રિવાજે નમતું જોખવાની પણ ના પાડી દીધી.

આરોહણ આગળ વધ્યું અને નામચી બજાર પહોંચ્યું આરોહણના દરેક શેરપા શ્રમમાનવે દોઢ મણનો બોજો લઈને ચઢવાનું અંગ્રેજ ફરમાન આવ્યું. શેરપાઓએ આવો અસહ્ય બોજો ઉંચકવાની ના પાડી. છેવટે પચાસ શેર વજન ઉંચકવાનું તેનસીંગે સમાધાન કરાવ્યું. પણ અંગ્રેજી કાયાઓ માટે ડબ્બાઓનો 'પેક' ખોરાક હતો, શેરપાઓ માટે ત્યાંના બજારમાંથી ખરીદાયલો સોંઘો સસ્તો ખોરાક હતો. આ બધા ભેદભાવનો વિચાર કરતો તેનસીંગ આગળ વધતો હતો, અને અંગ્રેજી માનવોને સમજાવતો હતો, "હું એશિયન મુસાફર છું....તમે અંગ્રેજી સફરીઓ છો, હિમાલયની પગદંડી પર આપણે સૌ એક........"

ગઈકાલમાં જ જીવતી ગોરી કાયાઓ તેનસીંગનો છેલ્લો શબ્દ સમજી જ શકતી નહોતી અને પૂછતી હતી, "તમે કાનો ઝંડો ધારણ કર્યો છે? આપણા ઝંડા જુદા છે પછી આપણે એક કેવી રીતે?"

"સ્વતંત્ર ભારતનો અને નેપાલનો. હું નેપાળની કુખમાં પાક્યો છું, મને ભારતીય ધરતીએ ધારણ કર્યો છે હું બંન્ને ઝંડાઓને ચોમા-લુંગમા પર રોપીને જગતભરને જાણ કરીશ કે અંગ્રેજી વાવટા સાથે સમાન છે, એશિયાઈ માનવોનો મસ્કારધ્વજ પણ ભારત પરની આ પર્વતમાળે આ પગદંડી પર જગતભરના સાહસિકોના પગલાં જાળવી ગયાં છે. સૌના પગમાં એક આશા અને ઉત્સાહ, એક પ્રણ અને એક જ પ્રગતિની રેખાઓ ત્યાં અંકિત થઈને જુદા જુદા ઝંડાવાળી માનવ સમાનતાની આગેકૂચને ઉચ્ચારે છે"

આરોહણ તો આગળ વધતું જ રહ્યું ૨૭૮૦૦ ફીટની ઉંચાઇ પર તેનસીંગનો તંબુ હતો અને ત્યાંથી થોડેક વધારે ઉંચે કર્નલ હન્ટ પહોંચી ગયો હતો પણ થકીને લોથ બનેલો આ આગેવાન તેનસીંગને કહેતો હતો, કે તું આગળ વધ અને તારી પાછળના ટેકાઓ પરથી હું આવી પહોંચુ છું હીલારી અને તેનસીંગ આગળ વધ્યા અને ઉતરવા માંડયા આગળ વધીને છાવણી નાખીને હન્ટને લેવા ઉતરતી વેળા હીલારીનો પગ



ખસ્યો અને દોરડાનો છેડો પકડીને હવામાં અદ્ધર વિંઝાતો હીલારી પંદર ફીટ નીચે ગરકી ગયો. હિલારીએ તેનસીંગના નામની બૂમો પાડી. તેનસીંગે હતી એટલી બધી તાકાત વડે દોરડું ટકાવી રાખ્યું અને હીલારીને ઉંચકી લીધો.

"શાબાશ તેનસીંગ, શાબાશ!" હીલારીએ તેનસીંગનો આભાર માન્યો.

પછી આરોહણના નાયક હન્ટની આજ્ઞા પ્રમાણે, હીલારી અને તેનસીંગ એકમેકની આગળપાછળ, એકમેકના સહોદર જેવા ઈ. સ. ૧૯૫૩ના મે મહીનાની ૨૮મી તારીખે નવમા નંબરની છાવણી નાખવા આગળ વધ્યા હીલારી અને તેનસીંગની ઉન્નત ડોક પરથી મગરૂર નજર પૃથ્વીના માનદંડનું નિશાન તાકીને ટોચ પર ચોંટી હતી. ૨૭,૯૦૦ ફીટની ઉંચાઈ પર નવમા નંબરની છાવણી નંખાઈ. આ છાવણી નાખતા તેનસીંગ ખીલા ઠોકતો, બરફ સાફ કરતો હતો, અને છાવણી પુરતી જગાને જગતની આ ઉંચાઈ પર કોતરી કાઢતા એક આરોહણનાં બે કલેવરો એક માનવ બના ગયા હતા. હીલારીએ ઓક્સિજન વાયુને સંભાળવા માંડયો અને તેનસીંગે બરફ ઉકાળીને પીણું બનાવવા માંડયું. બન્ને ભેરૂઓ ત્રણ ત્રણ શેર 'લેમન રસ' પી ગયા.

આ બંન્નેને પર્વતજગતનો બધો અનુરાગ એકઠો કરીને આલિંગવા માટે હિમાચળનો ઝંઝાવાત ફુંકાવા માંડયો આખા તંબુ સાથે આ બંન્નેને ઉપાડીને આકાશમાં ઉછાળવા જેવો વાવટોળ ઉદઘોષ કરતો આવ્યો તેનસીંગ લાંબા દોરડાં લઈને નીકળી પડયો એણે તંબુને ખડકો સાથે લપેટી

લીધો પછી હીલારીએ સ્ટવ ચેતાવીને કોફી બનાવી બે માનવીઓએ પૃથ્વી પર પહેલીવાર આટલી ઉંચાઇએ ચઢીને ખાણું લેવા માંડયું

રાતના બે વાગ્યા સુધી બને થાકથી લોથ થએલા ઉંઘી ગયા પણ મધરાત પછીના હવામાને બંન્નેને ઓથાર બનીને દબાવ્યા ઓકિસજન સૂંઘતા બન્નેએ ઉઘાડી આંખે ઉષાની આરાધના કરી તેનસીંગની નજર સામેથી હિમાચળની ટોચ ખસતી જ નહોતી સાડાત્રણ વાગતાં એ ઉઠયો "હું તૈયારી કરૂં છું" બોલતો એ કોફી તૈયાર કરવા માંડયો ઉષા ઉગે કે આગળ વધવાની તૈયારીરૂપે એણે પોતને માટે અને હીલારી માટે લીબુરસની શીશીઓ ભરી

અને હીલારીને ઉઠાડીને કહ્યું, "આપણે આખરી કદમ ઉઠાવવાનો સમય થયો છે"

પણ હીલારીના બુટ ઠરીને લાકડા જેવા થઈ ગયા હતા તેનસીંગે સ્ટવ સળગાવ્યો અને એક કલાક સુધી તપાવીને બુટને પહેરવા જેવા બનાવી દીધા.

પછી બંન્ને લેરૂબધ આખરી કદમ ઉપાડવા તૈયાર ઉભા ટોચ પર નજર ટેકવતો હીલારી બોલ્યો, "તેનસિંગ તું આગળ થા, હું તારી પાછળ તારા પગલે શરીર ટેકવતો આવું છુ"

તેનસીંગ આગળ થયો બન્ને કલેવરો એક બનીને એક ડગ ભરતા આગળ વધ્યા બન્ને હિમાલયની અગોચર દિવાલને ટપી જવાનો કદમ ઉપાડતા હતા બંન્નેની નીચે કાંગશુંગ હિમ-ખિણ દશહજાર ફીટ નીચેથી આ બન્નેના

દરેક ડગ પર ટાંપી રહીને, એક જ ભૂલચૂક થાય તો, પોતાની પાતાળ કન્દરામાં શમાવી લેવા હાથ પહોળા કરીને અધીરી બની હતી.

દરેક જણ પચાસ ડગલે એકબીજાની આગળ પાછળ હિમદિવાલમાં માનવ આરોહણના અતિરેકની મેખ મારતા આગળ વધતા ગયા આગળ વધનારો ખીલા ઠોકતો દોરડું બાંધતો પાછળના ભેરૂબંધને ટેકવતો હતો. એમ માનવીનો પહેલો પગદંડ માનદંડ બન્યો.

હિમાચળનો વાઘ તેનસીંગ આજે મરણીયો બન્યો હતો. એની ટોચ પર ચોટી ગએલી નજર આખરી નિર્ણયનો શોર કરતી અણનમ બની હતી શ્વાસ ખાતો તેનસીંગ પચાસ કદમ પાછળ ઉભેલા હીલારીનો અવાજ સંભળતી હતી.

"તેનસીંગ યાદ છે, તને આપણા આગેવાન હન્ટે તને શું આપ્યું છે અને શું કહ્યું છે તે!"

"હા, ત્રણે નેજાઓને સંભાળી રાખ્યા છે, મેં, એક સંયુક્ત રાષ્ટ્રનો, એક નેપાળનો, અને એક બ્રિટનનો પણ.... યાદ છે, મેં આપણા નાયકને શું કહ્યું હતું તે! મેં કહ્યું હતું કે મારી પાસે એક ચોથો વાવટો પણ છે. એ વાવટા પર એશિયાઈ સંસ્કારનું અશોકચક્ર છે, એ વાવટો આઝાદ ભારતનો, મારા પોતાના રાષ્ટ્રનો છે. મેં તેને મારી સાથે સાચવીને રાખ્યો છે પછી કર્નલ હન્ટે કહ્યું હતું કે, ઠીક થયું, ભારતનો ઝંડો પણ તેં લીધો છે તે."

પાછું આરોહણ એક કલાક સુધી આગળ વધ્યું. એક કદમ પર ટેકવાયલા, એક શ્વાસભર ટકી રહેલા, એક દોરી પર સંચરતા, એક આરોહણના બે કદમ જેવા સર્વોચ્ચ

ઉંચાઇ પર સહોદર બનેલા બંને મુસાફરોમા વીશ કદમ આગળ વધેલો તેનસીંગનો પગ ટોચ પર ઉભો ત્યારપછી હીલારી પણ ટોચ પર ઉભો. માનવ ઇતિહાસના સફરી પ્રકરણમાં ૧૯૫૩ ના મેનો ૨૯ મો દિવસ અમર બન્યો

પૃથ્વી પરની સર્વોચ્ચ ઉચાઈ કરતા માનવી વધારે



ઉચો દેખાયો પૃથ્વીનો માનદંડ માનવીની ઉચાઇ ધારણ કરીને એટલો વધારે ઉચો બન્યો ઉંચાઇ પર ઉભેલી માનવતા ભેદભાવ વિનાની, રંગરાગ વિનાની, એક માનવજાતની પ્રગતિના કદમવાળી એક સસ્કારી આલેખાઇ ગઈ

પૃથ્વી પરના એકેએક રાષ્ટ્રની પ્રગતિશિલ સસ્થાઓએ તેનસીગ હીલારીના માનમા અજલિઓ અર્પી અને આઝાદ ભારતના હિમાચળનુ ઉન્નત મસ્તક, નુતન નમ ધરણ કરીને, 'એવરેસ્ટ' નામની [illegible]